

લેખક —પરિખ સોમચંદ મણિલાલ.

# સ્નેહલગ્ન

યાને

# સાધ્વી સરોજ.

લેખકઃ—

પરિખ સોમચંદ મણિલાલ,
વિસનગર,

તે

માલોના બંધન, મહારાષ્ટ્રવીર નાટક, સ્વરાજ્યવીણા કાવ્ય,
મધુરીમોજ, વીગેરેના કર્ત્તા.

—સચિત્ર આવૃત્તિ—

મુખ્ય એજન્ટઃ
બે ઘડી મોજ બુક સ્ટૉલ,
એમ. પી. બારીયા બિલ્ડીંગ,
પાયધુની, મુંબાઇ, ૩.

કિંમત રૂા. ૧-૮-૦

પ્રથમાવૃત્તિ
પ્રત ૧૦૦૦
સને ૧૯૨૬

પ્રકાશક:
પરિખ સોમચંદ મણિલાલ,
જુની હનુમાન ગલી, કાલબાદેવી રોડ,
મુંબાઈ, ૨.





મગનલાલ જગજીવનદાસે
૨૨, નાગદેવી સ્ટ્રીટ, મુંબાઇ, ૩.
શ્રી 'સરસ્વતી' છાપખાનામાં છાપ્યું.

# સ્મરણાર્પણ પત્રિકા.

સંસારના સુખદુઃખોનો અનુભવ કર્યા વિના, યુવાવ-
સ્થામાં પરલોક ગમન કરનાર, સ્વ. સૌ. કાન્તાબ્હેન
મણીયારના સ્મર્ણાર્થે મ્હારી આ નમ્ર કૃતિ
અર્પણ કરૂં છું

સોમચંદ.

૩

# પ્રવેશક

લેખકઃ

**રા. સાદીક**

દિલ્હીના મુગલ સમ્રાટ, બહાદુરશાહ ઝફર મહાત્મા

શેખ સા'દી, વીગેરેના કર્ત્તા તથા

સહતંત્રીઃ બે ઘડી મોજ, મુંબાઇ.

# પ્રવેશક

પ્રગતિના યુગમાં માત્ર કવિતા એટલે સાહિત્ય એવી જુના કાળની માન્યતા અદ્રશ્ય થઇ છે. જુના કાળની એ માન્યતાનું કારણુ કદાચ એ પણુ હોઇ શકે કે ભાષાનો પ્રચાર કે વિકાસ કાવ્યદ્વારા થતો હતો. અર્થાત કોઇ પણુ ભાષામા ગદ્ય પહેલાં પદ્યનું જન્મ થતું હતુ, તેથીજ માત્ર પદ્યને સાહિત્યની ઉપાધી અપાઈ હશે, પણુ હવે તેવુ નથી રહ્યુ. દરેક ભાષા પોતાના રૂપ સ્વરૂપને બદલતી સ્થાયી ને બળવાન બનતી જાય છે, આપણી ગુજરાતી ગોવર્ધન, ગાંધી ને કનૈયાના ગદ્યથી નૃસિંહ, પ્રેમાનંદ ને ખબરદારના પદ્યથી સમૃદ્ધ થતી જાય છે, થઇ છે. આ યુગમાં માત્ર પદ્યજ સાહિત્ય ગણાય એ સંકુચિત માન્યતા દૂર થઈ છે; એટલે પદ્યની સાથે ગદ્યનોએ સ્વીકાર સાહિત્યમાં કરાયો છે.

ગદ્ય સાહિત્યમાં નવલને ઉચ્ચું સ્થાન છે. ગુજરાતી વાંચનારાઓ સમક્ષ **સાધ્વી સરોજ** એ ટૂંકી નવલ છે ગદ્ય સાહિત્ય છે.

નવલિકામાં લેખકને અવકાશ ઓછો હોવાથી તેમાં વિચારોનું પ્રથકરણ કરી શકાતું નથી, અર્થાત એમા ભાવના, લાગણી કે ઉર્મિ પ્રધાન અને વિચાર વિવેચના ગાણ હોય છે. નવલિકામાં લેખક પોતાને કહેવાનું કહી શકતો નથી. નવલમાં તેમ કરી શકે છે. રા૦ **સોમચંદ પરિખે સાધ્વી સરોજ**માં કહેવાનુ કહ્યું છે. પોતાના વિચારોને નવલના નાયક નાયિકાઓ દ્વારા ચર્ચી તેનુ પ્રથકરણ કર્યું છે.

લેખકની વિચાર બુદ્ધિ જો તીવ્ર અને બળવાન હોય તો તે માત્ર લાગણીના ઝુલે ઝુલતો નથી, કે લાગણીના ચીલે ચાલતો નથી. લાગણી દોરે છે, શિખરે ચડાવે છે તેમ પાડીએ શકે છે વિચાર–બુદ્ધિ સબળ હોય તો તેમ થઈ શકતુ નથી લેખક સુવિચારે ચડે છે-પડતો નથી. લાગણી આશા જેવી અંધમસ્ત છે, તેને પરિણામની પરવા હોતી નથી. રા૦ **ભાઈ સોમચંદની સાધ્વી સરોજ**મા વિચાર છે સાથે લાગણી પણ છે એ એમના નવલના પાત્રો વ્યક્ત કરે છે. એમના વિચારોનો સ્વીકાર કરવો કે એમની લાગણીઓની કદર કરવી તે વાચકોની તુલના ને ન્યાયબુદ્ધિનું કામ છે.

રા૦ **ભાઇ સોમચંદ** સાહિત્યના રસીયા ખરા; પણ લેખક જીવન ગુજારવું એ એમનો વર્તમાન વ્યવસાય ન હોવાથી પોતાની નવલમાં કલાને સ્થાન આપી શકયા નથી અને એ વાંક એમનો નહીં પણ ધંધાર્થી, હિસાબકિતાબી જીવનનો છે. જેની વાચકોએ પોતાને

શોભે એવી ઉદારતાએ ક્ષમા કરવી ઘટે. આપણે એમને ક્ષમા કરીએ તો તેના બદલામાં રા૦ ભાઇ સોમચંદ આથીએ વધું સફળ, સુંદર, ને કલામય સાહિત્ય પ્રસાદી આપે એવી આશા અસ્થાને નહી ગણાય.

વાર્તાના ગુણદોષમાં ઉતરવાનું આ સ્થાન નથી, પરંતુ એટલું તો જરૂર કહીશ કે એમની વાર્તાનો હેતુ (ઉદ્દેશ) મનનીય છે. ગુજરાતી આલમ આ કૃતિને વધાવી એમાંથી ગ્રહણ કરવાનું ગ્રહણ કરશે એવી આશા શું હું ન રાખી શકું?

મુંબાઇ, તા૦ ૨-૭-૨૬. સાદીક

# નિવેદન

શું લખુ ? લખવાનુ નવલમા લખ્યું છે. એથી વિશેષ મારે કહેવાનુ શું હોઇ શકે ? મનુષ્ય તરીકેનું જીવન આપવા ઇશ્વરનો આભારી એક નવલ માટે એનો શો વિશેષ આભાર માને ? આખું જીવન એને આભારીજ છે.

હા ! એ બોલ કહેવાની અનિવાર્ય આવશ્યક્તા ભૂલી શકું તેમ નથી; અને તે એ કે મારી આ નમ્ર સાહિત્યકૃતિ બ્હાર પાડવામાં સહાનુભૂત થવા બદલ ભાઇ **શયદાનો** તેમજ સવેળા ચિત્રો દોરી આપનાર યુવાન ચિત્રકાર રા **જગમોહન મિસ્ત્રીનો** અને ઉત્સાહથી આ પુસ્તકને વધુ શોભાવવા માટે ચિત્ર દોરી ભેટ આપનાર રા. **નારાયણલાલ પરિખનો** અને આ પુસ્તક પ્રગટ કરવાની દરેક પ્રવૃતિમાં ભાગ લેનાર રા. **જેઠાલાલ મહેતાનો** આભારી છુ.

આ નવલ માટે ગુજરાતના સુપ્રસિદ્ધ લેખક, બે ઘડી મોજના સહતંત્રી મારા સ્નેહી રા. ભાઇ **સાદીકે** મહત્વપૂર્ણ પ્રવેશક લખી આપી મારાપર જે ઉપકાર કર્યો છે તે માટે હું તેમનો ઋણી છું.

મુબાઇ,<br>
તા૦ ૩-૭-૧૯૨૬.

**સોમચંદ**

# અનુક્રમણિકા.





——:o:——

# સ્નેહલગ્ન

## યાને

# સાધ્વી સરોજ.

### પ્રકરણ પહેલું.

## ફુલમાળા કે વરમાળા?

" સાચાં સ્નેહી દેવાંશી છે, ધરે અમરાપુરી તે ઉતારતા,
નિજ સ્નેહી કાજે પ્રાણઅર્પી, સ્વર્ગને શોભાવતા;
સાચાં સ્નેહીને દરકાર ના, ધન વૈભવ કે આલમતણી,
જે હરનીશ પુજે સ્નેહીને, પ્રેમે ઉતારે આરતી."




ત્નાગર સાગરની શિતળ લહેરો આવી રહી હતી. સંધ્યાના દિવ્ય રંગો આસમાનને શોભાવી રહ્યા હતા. મોટરો ને ગાડીઘોડાની ગિરદિથી મુંબાઇની માનીતી ચોપાટી ચીકાર થઇ ગઇ હતી. ચોપાટીપર આવેલા એક બંગલામાં નવયુવાને સાઇકલપર બેસી પ્રવેશ કર્યો, ને

બંગલાની પાછળની બાજુએ આવેલા સુશોભીત બગીચામાં પોતાની સાઇકલને વાળી; બગીચામાં પ્હોંચતાં સાઇકલને એક બાંકડા સાથે રાખી ચારે તરફ પોતાની નજર નાંખી, ત્યાં એક નિર્દોષ બાળિકા બાંકડાપર બેસી ફુલની માળા બનાવી રહી હતી.

નવયુવાન ધીમે પગલે તેની પાછળ ગયો ને ખીસામાંથી રૂમાલ કાઢી તેવડે બાળિકાની આંખો દાબી દીધી.

બાળિકા ગભરાઇ જઇ બોલી ઉઠી—"રમેશચન્દ્ર, મને આ તારી ટેવ બિલકુલ પસંદ નથી, તું હવે મને ના બોલાવીશ."

આથી રમેશચન્દ્રને ઘણું માઠું લાગ્યું. તેણે સરોજની આંખપરથી રૂમાલ લઈ લીધો, ને સરોજની બાજુમાં બેસી સરોજ સામે ઠપકાભરી આંખથી જોઇ રહ્યો. સરોજ બાળિકા મનમાં સમજી ગઇ કે રમેશચન્દ્રને માઠું લાગ્યું છે, એમ વિચારી તેણે પોતાનો રંગ બદલી સ્મીત હાસ્ય કરતાં રમેશચન્દ્રનો હાથ ઝાલી કહ્યું—"રમેશ, આ ફુલમાળા કેવી છે? આ મધુરાં ફુલડાં શું કહે છે? સરોજના આ પ્રશ્નથી રમેશચન્દ્રે પોતાની દિલગીરી છુપાવી હસી પડી કહ્યું—"આ મધુરાં ફુલડાં કાચા સુતરના તારથી બંધાએલ છે. તેઓ ખરતાં પણ સુગંધ દઇ કહે છે કે, "સ્વાર્થી લોકો અમને તોડી પોતાના સ્વાર્થ ખાતર તેમના ગળામાં નાંખે છે, અમારી સુગંધના લોકો માત્ર ભોગી બને છે, ને તે સુગંધ જતાં બીજેજ દિવસે અમારો તે લોકો ત્યાગ કરે છે, છતાં અમો અમારો ધર્મ ચુકતાં નથી."



' આ પુલમાળા કે વરમાળા? ".

પૃષ્ઠ ૩

૩

સરોજ બાળિકા અતિ બુદ્ધિશાળી હતી, રમેશચન્દ્રના માર્મીક કટાક્ષને સમજી બોલી "રમેશ, બધાનાં હૃદય તેવાં હોતાં નથી સાંભળ:—

"જે સ્નેહે સીતા વરી, શ્રી પ્રભુરામને,
જે સ્નેહે દમયંતી વરી, નૈષધનાથને;
તે સ્નેહના સાગર મહી, સંસાર નૌકા આપણી તરે,
જોડવાં વિધી હાથ છે, અંતર ચહે, હું તારી તું મારો બને."

સરોજે આટલું કહી સ્વહસ્તે ગુંથેલી પુષ્પમાળા રમેશચન્દ્રના ગળામાં નાખી દીધી. બન્નેના હૃદયમાં સ્નેહની ઉર્મીઓ આવી ગઈ, રમેશચન્દ્ર સરોજનો સુકોમળ હાથ હાથમાં લઇ, તેપર એક મધુરૂં ચુંબન લેતાં બોલ્યો,—"આ ફુલમાળા કે વરમાળા?" સરોજ બાળિકા શરમાઈ નીચું જોઇ રહી.

રમેશચન્દ્રને સરોજનું આજનું વર્તન નિરાળું લાગ્યું, ને સરોજ તરફ એકી ટસે જોઇ રહ્યો. હંમેશ કરતાં સરોજનું આજનું સૌંદર્ય તેને અનુપમ ભાસ્યું, ને મનમાં વિચાર કરવા લાગ્યો, "શું આ રંક જીવનપર સરોજનો આટલો બધો સ્નેહ?" "શું તેનો શ્રીમાન પિતા આ વાત કબુલ કરશે?" પળભરમાં રમેશચન્દ્રના મનમાં અનેક વિચારો પસાર થઇ ગયા, ને ફરી સરોજનો હાથ ઝાલી બોલ્યો. "સરોજ આ બે ઘડીનું સ્વપ્ન તો નથી?" બન્નેની આંખમાં સ્નેહનાં અશ્રુ બિન્દુ ટપક્યાં. સરોજ અશ્રુ લુછતાં બોલી, "રમેશ, જો આપણો પ્રેમ સાચો હશે તો આ સ્વપ્નરૂપ લાગતી ઘડી પણ સત્ય થશે." હવે જાઉંછું. મારા

પિતાજી બહારથી બંગલામાં આવી ગયા હશે.. રમેશચન્દ્રને સરોજ આજે સ્નેહની દેવી ભાસી, રમેશચન્દ્રે ફરી સરોજનો હાથ પ્રેમથી ચુમી કહ્યું "સરોજ, આ શુભ ઘડીનો સાક્ષી કોણ?"

સરોજે હાથ છોડાવતાં "ફક્ત ઇશ્વર," આટલું કહી સરોજબાળા હરિણીની ગતીએ પોતાના બંગલામાં ચાલી ગઇ.

સરોજના ગયા બાદ રમેશચન્દ્ર પણ, પોતાની સાઇકલ હાથમાં લઇ તેપર છલંગ મારી બેસી પવન વેગે પસાર થઇ ગયો.

પ્રિય વાંચક, તારા મનમાં એમ તો જરૂર થયું હશે કે, આ બંગલો કોનો? સરોજ કોણ? રમેશચન્દ્ર કોણ? તે જાણવાની તને તિવ્ર જીજ્ઞાસા જરૂર થઇ હશે, તો તારી તે આતુરતાને ન લંબાવતાં, આજ સ્થળે તને જણાવી દેવું, તે ઠીક ગણાય.

આપણી વાર્તાની નાયિકા સરોજ તે જાણીતા સુધારક રમાકાન્તની એકની એક પુત્રી હતી. આ બંગલો રમાકાન્ત બાબુનો હતો. જેમને પોતાની પત્નિના નામને ચિરસ્થાયી રાખવા તેનું નામ વસંત–વિહાર રાખ્યું હતું. રમાકાન્ત અલબેલી મુંબઇ નગરીનો અગ્રગણ્ય સુધારક હતો, ને સુધારકો તરફથી થતી મીટીંગોમાં ઘણી વખતે પ્રમુખપદે બિરાજતો હતો. જાહેર ફંડોમાં પોતાનો ફાળો પણ સારો આપતો હોવાથી મુંબઇમાં તેની પ્રતિષ્ઠા સારી જામી હતી. વળી લડાઈના ટાઇમમાં હાથ સારો લાગેલો હોવાથી તેની મીલકત સાઠ લાખ ઉપરાંત ગણાતી,

છતાં તેના ભવિષ્યની વારસ તો માત્ર સરોજ હતી. સરોજપર તેનો પ્રેમ અવર્ણનિય હતો. સરોજ સુન્દરતાની મુર્તિ હતી ને તેના મધુર હાસ્યે રમાકાન્ત ઘેલો બની જતો ને કહેતો કે "ભવિષ્યમાં મારી સરોજ પણ સરોજીની નાયડુ માફક નામ કાઢશે." હાલ સરોજની ઉમર બાર વર્ષની થઇ ચુકી હતી, હાલ તે હાઇસ્કુલમાં પાંચમા ધોરણમાં અભ્યાસ કરતી હતી. રમાકાન્ત સરોજને કેળવણી આપવા માટે ઘણો ખર્ચ કરતો, ને સરોજને અંગ્રેજી કેળવણી ઉપરાંત અનુપમ સંગીત, વાજીંત્રકળામાં નિપુણતા, ચિત્રકામ વગેરે ચાલુ જમાનાને અનુસરી, અનુભવી શિક્ષીકાઓના હાથે શિક્ષણ અપાવતો હતો.

સરોજની માતા વાસન્તીમાં પણ અંગ્રેજી સંસ્કારો પડેલા હતા, એટલે રમાકાન્ત જે કરતો તે તેને ખરૂ જ લાગતું. હવે આપણે રમેશચન્દ્ર તરફ વળીએ.

રમેશચન્દ્ર એક ગરીબ કુટુંબમાં જન્મેલો યુવક હતો. તેના માતાપિતા મરણ પામ્યાં હતાં. હાલ, તે પોતાના જ્ઞાતિ બન્ધુઓની મદદથી બોર્ડીંગમાં રહી મેટ્રીકનો અભ્યાસ કરતો હતો. તેની ઉમર ફક્ત અઢાર વર્ષની હતી. તે દેખાવે પહેલવાન જેવો શરીરે કદ્દાવર હતો. તેનો ચહેરો લોહીથી ભરેલો, મોહક, સુન્દર ને આકર્ષક હતો. જોનાર તેને બાવીસ ત્રેવીસ વર્ષનો કહેતા હતા.

૬

એક વેળા સરોજબાળા સ્કુલમાં રીસેસ પડતાં, બહારના કંપાઉન્ડમાં બેસી, રોમીયો જુલીયટ વાંચતી હતી, ત્યાં બે પારસી યુવાનોએ આવી તેની મશ્કરી કરવા માંડી તેવામાં રમેશચન્દ્ર ત્યાંથી પસાર થતો હતો, તેની નજર ત્યાં પડી. તેણે તે પારસી યુવકોપર ક્રોધાયમાન બની એકેક તમાચો ઠોકી દીધો. લડાઇ સળગતાં રમેશચન્દ્રે બન્નેને મેથીપાક સારી રીતે ચખાડયો, જેથી બન્ને ભાગી ગયા. રમેશચન્દ્રનું આ અદ્‌ભૂત પ્રાક્રમ જોઇ સરોજના હૃદયમાં ભારે અસર થઇ. ત્યારથી બન્ને રજાના ટાઇમમાં મળે, વાતો કરે ને દિવસે દિવસે બન્નેનો સ્નેહ એટલો બધો વધી ગયો કે, રાત્રિ દિવસ નિદ્રામાં બન્નેને એકબીજાનાં સ્વપ્ન આવવાં લાગ્યાં. બન્નેનું મન અભ્યાસમાંથી ઓછું થવા લાગ્યું, છતાં અત્યાર સુધીનો સ્નેહ સરોજના મનમાં જુદાજ પ્રકારનો હતો, ત્યારે રમેશચન્દ્ર તો તેને એક સ્નેહી તરીકે ચ્હાતો હતો, પણ આપણા પ્રથમના બગીચા વખતના મેલાપે સરોજે નવિન રંગ બતાવ્યો. રમેશચન્દ્રને ત્યારથી ખબર પડી કે સરોજના સ્નેહમાં કંઇ જાદું છે. સરોજનો ચાહ હવે એક સ્નેહી તરીકેનો નથી, પણ આદર્શ હિન્દુ રમણીનો છે. તે પોતાની જાત મને અર્પી ચુકી છે, પણ તેનો શ્રીમાન બાપ રમાકાન્ત, મારા જેવા રંકને પોતાના જમાઇ તરીકે કબુલ રાખે, તે નેવનાં પાણી મોભે ચડવા જેવું રમેશચન્દ્રને લાગ્યું.

——:o:——

## પ્રકરણ બીજું.

# સ્નેહી પંખીડાં.

" માનસ સરોવરના હંસ પક્ષી, મોતીનો ચારો ચરે:
સ્નેહી પંખીડાં ભેટી અરસપરસ, નિજ અનુભવની વાતો કરે.
પતિત પાવિનિ આસુરગંગા, હિમધ્વલની પુત્રી પ્યારી;
નિજસ્થાન ભુલી ઉતરી નીચે, તો આજ બની તે દુઃખીયારી."



ઉપલા બનાવને આજે છ વર્ષ વિતી ચુકયાં છે. સરોજે બી. એ ની પરીક્ષા પસાર કરી કૉલેજ છોડી દીધી છે, તે હવે બાળિકા મટી નવયોવના અઢાર વર્ષની યુવતી બની છે. રમેશચન્દ્ર, બી. એ., એલ.એલ. બી ની પરીક્ષા પસાર કરી માસિક રૂપિયા સવાસોથી બેન્કની નોકરીમાં જોડાઇ ગયો છે. હવે બન્નેનું મળવું દુર્લભ થયુ છે. માત્ર કાગળ પત્રથી એકબીજાની ખુશાલીના સમાચાર આપે છે ને તેમ કરવામાં સુધારક રમાકાન્તના ઘરમાં જરાએ વાંધો નહોતો.

આજે રમાકાન્ત વાસન્તી સાથે પોતાના દિવાનખાનામાં એક સુન્દર હિંચકાપર બેઠો હતો. વાસન્તી રમાકાન્ત માટે પાનનું બીડુ બનાવી રહી હતી. સરોજ પોતાના દિવાનખાનામાં મહાન કવિ ભવભૂતિનું માલતી–માધવ નામનું સંસ્કૃત નાટક વાંચી રહી હતી. રમાકાન્તના મનમાં કંઇ વિચાર આવતાં

સરોજને બુમ મારી બોલાવી. સરોજ હાથમાં ચોપડી લઇ પિતા પાસે આવી ઉભી રહી.

રમાકાન્ત—"કેમ બ્હેન, તબીયત તો સારી છેને? તું દિવસે દિવસે સુકાતી કેમ જાય છે?"

સરોજ—"પિતાશ્રી, શરીર કંઇ થોડું આપણા હાથમાં છે! તે ઘડીમાં ખીલે ને ઘડીમાં કરમાય, એ તો એમજ ચાલ્યા કરે." સરોજે હૃદયનો ભેદ છુપાવી પિતાને આશ્વાસન આપ્યું.

વાસન્તી—"નહિ બ્હેન, તું અમને સારૂં મનાવે છે, બાકી તારા મનમાં નો ચિંતાનુ કારણ જુદુજ છે."

રમાકાન્ત—"બ્હેન, તારે શી કમીના છે? તું પાણી માગે તો તને દુધ મળે તેમ છે. તારા મનની સકળ ઇચ્છાઓ પૂર્ણ કરવા અમો તૈયાર છીએ, તો પછી તારૂં અંતઃકરણ તું શાને છુપાવે છે? આ રમાકાન્તની તાકાત બહાર એવી એકપણ વસ્તુ નથી કે તારા માટે તારા એકજ બોલે લાવી હાજર ના કરી શકે. રમાકાન્તે પોતાના વૈભવની જાતેજ તારીફ કરી બતાવી."

સરોજનું મુખ ઉતરી ગયું, તેને મન રમાકાન્તની સકળ સહાયબી રમેશચન્દ્રના સ્નેહની તુલનામાં તુચ્છ હતી, તેને તો રમેશચન્દ્રની લગની લાગી હતી, તેને સ્નેહની પીડા હતી. તે બિચારી રમાકાન્તને કેમ કહે? તે પોતાની જાત, ને પોતાનું હૃદય રમેશચન્દ્રને અર્પી ચુકી હતી. પોતે સુધારકની પુત્રી હતી છતાં

હિન્દુસંસારની રમણી હતી. તે પોતાનું હૃદય એકાએક માતા-પિતાની મર્યાદા તજી કેમ ખોલી શકે? સરોજ નીરૂત્તર ઉભીજ રહી.

વાસન્તી સમજી ગઈ કે સરોજના હૃદયમાં કંઇ અવનવા ફેરફારો થયા છે. હવે પ્રથમની રમતીયાળ હસમુખી સરોજ રહી નથી. સ્ત્રી જાતજ સ્ત્રીજાતનું હૃદય વાંચી શકે. તેજ પ્રમાણે સ્નેહાળ માતા વાસન્તીએ પોતાની લાડકવાઇ પુત્રીનું હૃદય વાંચી, સરોજને છાતી સરસી ચાંપી આશ્વાસન આપ્યું. સરોજનું ચિત્ત અત્યારે અસ્થીર હતું. પોતાના હાથમાંની ચોપડી ટેબલપર મુકી માતાની સોડમાં ભરાઇ ગઇ. થોડીવાર સર્વ મૌન રહ્યાં.

રમાકાન્તે મૌન ભંગ કરતાં–"આજે મને બેચેની જેવું જણાય છે માટે બ્હેન ભટને કહે કે તિખી ચા બનાવી લાવે."

સરોજ–"હુંજ હમણાં આપના માટે તૈયાર કરી લાવું છું." આટલું કહી સરોજ સડસડાટ અંદરના રૂમમાં ચાલી ગઇ.

ભોળી સરોજને આજે વિધીએ મોટી થાપ આપી, તે પિતાની બેચેનીની વાત સાંભળી ઘણાએ નોકરો તહેનાતમાં હાજર.છતાં જાતે ચા બનાવવાને ગઇ, પણ પોતાની ભુલનો ભોગ થઇ, ટેબલપર માલતી–માધવના નાટકની જે ચોપડી રાખી ગઇ હતી તેમાંજ રમેશચન્દ્રનો ફોટો હતો તે વાત વિસરી ગઇ.

સરોજના ગયા કેડે વાસન્તીએ તે ચોપડી પોતાના હાથમાં વાંચવા લીધી, ને ઉઘાડતાંજ રમેશચન્દ્રનો ફોટો નીચે પડયો. ફોટો જોતાંજ વાસન્તી બોલી ઉઠી "જુવો, જુવો, આજ આપણી સરોજની બિમારીનું કારણ, બિચારી કેમ કહે? વાસન્તીએ સરોજની દયા ખાઇ ફોટો રમાકાન્તને આપ્યો. રમાકાન્ત ફોટાને ધારી ધારી જોવા લાગ્યો ને મન સાથે અનેક તર્ક વિતર્ક કરવા લાગ્યો. આ માણસને કોઇ દિવસ મારી નજરે પણ દીઠો નથી, "આ શું નવાઇ?" શું સરોજે પોતાનું દિલ આને અર્પણ કીધું હશે?" "શું તે મારા મોભાને છાજતા દરજ્જાનો માણસ હશે?" રમાકાન્તના મગજમાં અનેક વિચારો આવવા લાગ્યા.

વાસન્તીએ રમાકાન્તની તે વિચારમાળાને તોડતાં કહ્યું "પ્રાણેશ, યૌવનના પુર પણ સરિતાના પુરની માફક રોકયાં રહેતાં નથી. સરોજની ઉમર અઢાર વર્ષની થઇ, છતાં આપે તેના માટે કદીએ કાંઇ વિચાર કીધો છે? તેમાં ભુલ સરોજની નથી પણ આપણી છે."

રમાકાન્ત–"વ્હાલી, તારૂં કથન પણ અક્ષરે અક્ષર સત્ય છે. હવે વિલંબ કરવામાં સાર નથી. તેની પસંદગી પ્રમાણે તેને પરણાવી દેવામાંજ આપણી શોભા છે."

આજ પળે સરોજ ચા લઇ આવી. પિતાના હાથમાં રમેશચન્દ્રનો ફોટો જોઇ સરોજ કંપી ઉઠી, હાથમાંથી ચાનો પ્યાલો પડી ગયો, આંખે અંધારાં આવી ગયાં.

આ જોઇ રમાકાન્ત–"બ્હેન ગભરાઇશ નહીં, શાન્ત થા. આપણા સુધરેલા ઘરમાં ગભરાવાનું કે શરમાવાનું ન હોય.

વાસન્તીએ ઉઠી સરોજને ઝાલી લીધી ને છાતી સાથે દાબી આશ્વાસન આપતાં પુછ્યું–"બ્હેન આ કોણ છે ?"

સરોજ ગભરાયેલા સાદે બોલી–"મી૦ રમેશચન્દ્ર."

વાસન્તીએ બીજો પ્રશ્ન કર્યો–"તે કઇ જ્ઞાતિના છે ?"

સરોજ–"આપણીજ જ્ઞાતિના."

રમાકાન્તનો જીવ હવે હેઠો બેઠો ને પુછ્યું–"બ્હેન, તે ક્યાં રહે છે ?"

સરોજ–"ગીરગામ બેકરોડ."

વાસન્તીએ ફરી ચોપડી હાથમાં લઇ તપાસી તો વળી એક વિઝીટીંગ કાર્ડ મળી આવ્યો, તે લઇ રમાકાન્તને આપતાં–"લ્યો આ મી૦ રમેશચન્દ્રના એડ્રેસનો કાર્ડ" રમાકાન્તે તે વાંચી પોતાના કોટના ખીસામાં નાંખી કહ્યું "બ્હેન રાત્રિ ઘણી વિતી છે માટે જા, નિરાંતે સુઇ રહે."

સરોજ તરતજ પોતાના સુવાના રૂમમાં આવી બિછાનામાં પડી. તેને આખી રાત્રિ ઉંઘ પણ ન આવી. પોતાની નિષ્કલંકીત કીર્તિ રાતના બનાવથી ઝાંખી લાગી. માતા પિતાએ પોતાના માટે કેવા વિચારો બાંધ્યા હશે; " શું તેઓ રમેશચન્દ્રને કબુલ

રાખશે?" "કબુલ ના રાખે તો મારે શું કરવું?" વિગેરે વિચારો તેના મનમાં ઉભરાવા લાગ્યા. થોડીવાર તે પાછી શાન્ત થઇ જતી; વળી પાછી રમેશચન્દ્રને સંભારી પોતાનું દિલ ઉશ્કેરતી બોલી ઉઠતી, "બસ, વળી કરવું શું?" સ્નેહીના માટે મરવું; આ ભવે ના બને તો બીજા ભવે પણ રમેશચન્દ્રને વરવું, હા, બસ, એજ નિશ્ચય."

સરોજને સ્નેહી રમેશચન્દ્રનાં સ્વપ્ન આવવાં લાગ્યાં. રમેશચન્દ્ર સાથે સરોજ એક સ્ટીમ લૉંચમાં ફરવા નિકળી છે, મંદમંદ વાયુ સરોજનો માથાપરનો છેડો ઉડાડી મુકે છે, તે જોઇ રમેશચન્દ્ર હસે છે. સરોજ મોજાંની છોળોથી ગભરાઇ રમેશચન્દ્રની બાથમાં ભરાઇ જાય છે, રમેશચન્દ્ર તેને આશ્વાસન આપે છે ત્યાં સ્ટીમ લૉંચ એક ખડક સાથે અથડાય છે. સરોજ ગભરાઇ રમેશચન્દ્રને પકડવા જાય છે ત્યાં સરોજની સ્વપ્ન સૃષ્ટિ પુરી થઇ જતાં સરોજની આંખ ઉઘડી જાય છે. ન મળે સ્ટીમ લૉંચ, કે ના મળે સ્નેહી રમેશચન્દ્ર! આખી રાત્રિ સરોજે તે કારમું સ્વપ્ન સંભારી અર્ધ જાગ્યા અર્ધ મિંચ્યા નયને પસાર કરી.

——:૦:——

## પ્રકરણ ત્રીજું.

# જ્યોતિશકાન્ત.

"પલટાવે વિધીના લેખો, જગતમાં કો નથી એવો;
ફરી દુનિયા બધે જુવો, જગતમાં કો નથી એવો."



સવાર થતાં બાલરવિનાં ઓજસભર્યાં કિરણો સરોજના શયનગ્રહમાં પથરાયાં, ત્યારે સરોજની આંખ ઉઘડી ગઇ, તેની આંખો ઉજાગરાથી સુજેલી હતી, તેની પાંપણો ઉપરથી જોનારને સ્પષ્ટ માલુમ પડતું હતું કે તેણે આખી રાત્રિ સ્નેહનાં અશ્રુ સાર્યાં હશે. જ્યારે ઘરની કામ કરનાર બાઇએ આવી તેને ઉઠાડી ત્યારે ઉઠી રોજના કાર્યક્રમમાં પડી.

આજે રવિવાર હતો એટલે રમાકાન્ત ઘરેજ હતો. રમાકાન્તનું દિવાનખાનું કોઈ રજવાડી દિવાનખાનાને ભુલાવે તેવું હતું. તેમાં મોટા આર્ટીસ્ટો પાસે મોંઢે માગ્યા દામ આપીને ચાલુ જમાનાને અનુસરતા દુનિયાના મહાન પુરૂષોના ફોટાઓ ખરીદીને ટાંગવામાં આવ્યા હતા. ઇલેકટ્રીક ફરનીચર ઉંચામાં ઉંચી ક્વૉલીટીનું તેમાં રાખવામાં આવ્યું હતું, જે જોનારની આંખોને આંજી નાંખતું હતું. ઉંચા ઇટાલીઅન આરસના ટેબલોપર ઇંગ્લીશ ઢબથી રૂપાના કુંડાઓમાં ઉગાડવામાં આવેલાં

ઝાડો જ્યારે મંદમંદ હવાથી ડોલતાં, ત્યારે જોનારની આંખ સામે પુરાણી રોમન સહાયબીની યાદી ખડી થતી હતી. જ્યારે જ્યારે સુધારકોમાં હાઉસ ડેકોરેશનની વાતો થતી, ત્યારે સૌ કોઇ કહેતા કે "મુંબાઈમાં પેરીસની સ્ટાઇલનું મકાન જોવું હોય તો રમાકાન્તનું વસંત–વિહાર જુવો."

બપોરના રમાકાન્ત પોતાના દિવાનખાનામાં બેઠા હતો, ત્યાં ટેલીફોનની ઘંટડી વાગી; ત્યારે રમાકાન્તે સરોજને ટેલીફોન સાંભળવા કહ્યું." સરોજે ટેલીફોન હાથમાં લીધો ને પુછ્યું "આપનું નામ ?"

જવાબ મળ્યો "મારૂં નામ રમેશચન્દ્ર." રમેશચન્દ્રનું નામ સાંભળી સરોજના હૃદયમાં ઝણઝણાટ થયો, ત્યાં સામો પ્રશ્ન થયો "આપનું નામ !"

સરોજે શરમાઈ–"મારા નામનું આપને શું છે કામ," આપને કહેવું હોય તે કહોને."

રમેશચન્દ્ર–"વાહ ? નામ જાણ્યા સિવાય વાત થાય કે, આપનો અવાજ તો સરોજ બાળિકાના જેવોજ લાગે છે ને શું."

સરોજે હસી પડી–"હવે શાની બાળિકા! એલાવ, કહોજી હું પોતેજ સરોજ છું."

રમેશચન્દ્ર–"થેન્ક યુ, મીસ સરોજ હવે ટેલીફોન છોડશો નહિ, સાંભળો, આપના પિતાજીએ મને આપને ત્યાં

સ્ટા. ૫ વાગે મળવા બોલાવેલ છે. આજે આપણા ભાગ્યની પરીક્ષા છે, માટે તમો પણ તે વખતે હાજર રહેજો. હવે આપના પિતાશ્રીને કહો કે તમારો કાર્ડ મળ્યો છે ને હું આપની મુલાકાતે સ્ટા. ૫ વાગે જરૂર આવીશ."

આ સાંભળી સરોજના આનંદનો પાર ન રહ્યો. આપ જરૂર પધારજો કહી ટેલીફોન મુકી દીધો, ને પિતાને સર્વ વાત કહી પોતાના દિવાનખાનામાં ચાલી આવી. તેનું મન આજે રમેશચન્દ્રને મળવા આતુર થઇ ગયું હતું. ક્યારે પાંચ વાગે, ક્યારે રમેશચન્દ્ર આવે, એવા વિચારો તેના મનમાં થયા કરતા હતા. તેની નજર વારે ઘડીએ ઘડીઆળ તરફ જતી હતી. તેને મન આજે સોનાનો સૂર્ય ઉગ્યો હતો. તેણે પોતાનું કબાટ ખોલી નવિન વસ્ત્ર–અલંકારો ધારણ કર્યાં. રોજની ઉદાસી આજે જતી રહી. તે વારે ઘડીએ બારીએ આવી જોતી ને કહેતી કે "હજુએ કલાક બાકી છે, વળી ઘડીઆળ પણ ધીમી ચાલે છે, તેને પણ મારી દયા ક્યાં આવે છે."

સરોજ પાછી રમાકાન્તના દિવાનખાનામાં આવી ત્યાં રમાકાન્ત એક વયોવૃદ્ધ જોડે વાતો કરતા હતા. સરોજે તેમને તુરત ઓળખી લીધા કે પોતાના પિતાના મિત્ર આ તો જ્યોતિશકાન્ત છે.

પ્રિય વાંચક, તને પણ આ વૃદ્ધ જ્યોતિશકાન્તની ઓળખાણ આપવાની ખાસ જરૂર છે. જ્યોતિશકાન્ત મહા-

રાજ પોતાને જ્યોતિષ વિદ્યાના પ્રૉફેસર તરીકે ઓળખાવતા હતા, ને તેઓ ભૂતકાળ ને ભવિષ્યના બનાવો દરેક વ્યક્તિની હસ્તરેખાઓપરથી કહેતા હતા. તેમનાપર રમાકાન્તની સંપૂર્ણ શ્રદ્ધા હતી. લડાઇના ટાઇમમાં તે કેટલી લંબાશે, ને બજારમાં તેની કેવી અસર થશે, અમુક ચીજોના ભાવ વધશે કે ઘટશે તે સર્વનો વર્તારો તેમણે કાઢેલો, ને રમાકાન્તને તે કહેલો, તેથી રમાકાન્તને વેપારમાં ઘણો સારો લાભ થએલો; એટલે રમાકાન્ત સુધારક હોવા છતાં જ્યોતિશકાન્તનો અનુયાયી બન્યો હતો. જ્યોતિશકાન્ત મહારાજ કયા દેશના વતની હતા, તે તો ખુદ રમાકાન્ત પણ જાણતો હતો નહિ. તે માટે રમાકાન્તે જ્યોતિશકાન્ત મહારાજને પુછેલું પણ ખરૂં, છતાં તેમાં તો નિરાશાજ મળેલી. તેમને રહેવાનું પણ ચોક્કસ ઠેકાણું નહોતું તેઓ દેશાટન કરતા ને વર્ષમાં બે ત્રણ વખત રમાકાન્તને મળી જતા, ને રમાકાન્ત તેમની પાછલની સેવાની કદર કરતો હતો.

આજે તે અચાનક આવી લાગેલા હતા. તેમની સાથે રમાકાન્ત કંઇ ખાનગી વાત કરી રહ્યો હતો. સરોજે જ્યોતિશકાન્તને જોયા ને તરતજ દિવાનખાનામાંથી પાછી ફરી, પણ તેના કાને જ્યોતિશકાન્તના એટલા શબ્દો પડયા કે, "તે આવે એટલે હું તેની હસ્તરેખાઓ જોઇનેજ લગ્ન માટે અભિપ્રાય આપી શકું." સરોજને જ્યોતિશકાન્તના આ શબ્દો ઝેર જેવા લાગ્યા. તેનો આનંદ ઉડી ગયો, ત્યાં તો પાંચના ટકોરા સંભળાયા.

સરોજ બારીએ ઉભી રહી આતુર નયને વ્હાલાને અભિનંદન આપવા તૈયાર થઈ, ત્યાં તો રમેશચન્દ્ર સાઇકલપર બેસી આવી લાગ્યો.

સરોજનું હૈડું આનંદથી નાચવા લાગ્યું. સરોજે માથાની ફુલવેણીમાંથી એક ગુલાબનું ફુલ તોડી, તે રમેશચન્દ્રપર ફેંક્યું. રમેશચન્દ્ર સરોજને જોઈ હસ્યો. બન્નેની આંખો એક પળભર માટે મળી બન્નેના હૃદયમાં એકબીજાના ચિત્રો મૂર્તિમંત થયાં. સરોજે નીચે આવી રમેશચન્દ્રનું સ્વાગત કર્યું, ને ભૈયાને આ સમાચાર શેઠને જણાવવા કહ્યું. ભૈયાએ રમાકાન્તને ખબર આપી. રમાકાન્તે સામા આવી રમેશચન્દ્ર સાથે હાથ મીલાવ્યો, ને બન્ને સાથે સાથે દિવાનખાનામાં આવ્યા. પાછળથી વાસન્તી તથા સરોજ પણ આવ્યાં, ને આખું કુટુંબ દિવાનખાનામાં ભેગું થયું.

રમેશચન્દ્રને જોઇ વાસન્તીને ઘણો આનંદ થયો, ને તે મનમાં સરોજને, તેની પસંદગી માટે ધન્યવાદ આપવા લાગી. રમાકાન્તે રમેશચન્દ્રને ઘણા પ્રશ્નો પુછયા, તેના રમેશચન્દ્રે બાહોશીપૂર્વક જવાબ આપ્યા. રમાકાન્તે જાણ્યું કે, રમેશચન્દ્ર પોતાની જ્ઞાતિનો છે, તેનાં માતા પિતા મરણ પામ્યાં છે, તેનો બી. એ. એલ. એલ બી. સુધીનો અભ્યાસ છે ને ખામીમાં ખામી માત્ર ધનની છે, પણ તે તેને મન અગત્યનો સવાલ ન હતો. એટલે રમાકાન્તે જ્યોતિશકાન્ત મહારાજના કાનમાં કંઇ

કહ્યું, ત્યારે જ્યોતિશકાન્ત મહારાજે રમેશચન્દ્ર પાસે તેનો જમણો હાથ જોવા માગ્યો. રમેશચન્દ્ર મનમાં તો ચિડાયો, પણ શરમથી બોલી ન શક્યો, ને પોતાનો જમણો હાથ લંબાવ્યો.

રમેશચન્દ્રનો હાથ જોતાં જ્યોતિશકાન્ત મહારાજ ચમકી ગયા, ને હાથ જોવો મુકી દઇ વિચારમાં પડી ગયા.

રમાકાન્ત—"કેમ મહારાજ આમ! રેખાઓમાં કંઇ આશ્ચર્ય જેવું છે!"

જ્યોતિશકાન્ત મહારાજની આંખોમાંથી, દડદડ આંસુ નિકળી પડયાં; આથી રમાકાન્ત ને વાસન્તી ગભરાઇ ગયાં ને કહ્યું, "પણ મહારાજ કહો તો ખરા કે છે શું!"

જ્યોતિશકાન્તે કહ્યું, "જયારે તમારો આટલો બધો આગ્રહ છે તો સાંભળોઃ—"

"આ લગ્નનું ભવિષ્ય સારૂં નથી, લગ્ન પછી બીજેજ વર્ષે આ ભાઇની બિમારી વધી પડશે; ને ત્રણ વર્ષ સુધી શનિ તેને પીડા કરશે. ને જો તેમાંથી તે બચી જશે, તો પછી તે ધનવાન, સુખી, અને પરોપકારી દેશભક્ત થશે, ને તેની નામના અખિલ ભારતવર્ષમાં ગવાશે."

જ્યોતિશકાન્તના શબ્દોએ, સરોજ અને રમેશચન્દ્રના હૃદયમાં કાતિલ ખંજર માર્યું. રમેશચન્દ્રના માથે જાણે વિજ-

ળીનો આંચકો લાગ્યો હોય તેવું થયું, ને એકદમ જવાની રજા માગી. રમાકાન્તે રજા આપતાં કહ્યું, "ભલે પધારો, પ્રસંગ પડે આપને બોલાવીશ."

રમેશચન્દ્ર દિવાનખાનું છોડી ચાલ્યો ગયો. સરોજ અત્યાર સુધી નીચું મુખ કરી જ્યોતિશકાન્તના બોલપર વિચાર કરી રહી હતી, તેણે ઉંચું જોયું તો, રમેશચન્દ્ર દિવાનખાનામાં મળે નહિ, તેણે મન સાથે વિચાર્યું કે, જરૂર ક્રોધાવેશમાં અને નિરાશામાં રમેશચન્દ્ર કંઇ નવાજુની કરી નાખશે, માટે મારે જરૂર તેની પાછળ જવું જોઇએ. આવો વિચાર કરી તરતજ તે દિવાનખાનામાંથી બહાર નિકળી બંગલાના કમ્પાઉન્ડમાં આવી.



## પ્રકરણ ચોથું.

# સ્નેહલગ્નમાં સાઠ લાખનું બળિદાન.

" દિપક તેજમાં પતંગ બળે, સારસ પુઠળ સારસી પાડે કાય,
મધુરા સંગીત સાજમાં, મણીધરનું મૃત્યુ થાય;
ચાતક સદા તરસ્યું રહે, શ્વાતિ બિન્દુ ચહાય,
અલી ભુલી ભાન, નિજ પ્રેમી માટે કાષ્ટમાં પુરાય;
કલાપી સદા અલાપી રહે, નિજ પ્રેમીનાં ગીતો,
પ્રભુએ પ્રેમી હૃદયમાં, અમર કુંપને ઢાળી દીધો."



રોજે નીચે ઉતરી પોતાના મોટર ડ્રાઇવર પાસે મોટર મંગાવી તેમાં બેસી મોટર ચર્નિરોડ તરફ હંકાવી. રમેશચન્દ્ર સાઇકલપર બેસી બંગલામાંથી નિકળી ચોપાટીપર આવ્યો, ત્યાં સાઈકલને પંકચર પડયું, તેથી તે સાઇકલપરથી નીચે ઉતરી એક બાંક સાથે સાઇકલ ઠેરવી, બાંકપર બેસી પોતાના કિસ્મતને હજારો ફિટકાર દેવા લાગ્યો. "સરોજ, સરોજ, તારા વિના હવે હું જીવી શું કરૂં ? તારા વિના મારૂં જીવન નકામું છે. શું તું પણ, જ્યોતિશકાન્તના બોલને સાચ માની મને તજી દઇશ?" ત્યાં તો અવાજ આવ્યો કે,—"વ્હાલા સરોજ તો આપની ક્યારનીએ થઇ ચુકી છે." રમેશચન્દ્ર સરો

જને જોઇ ચમક્યો, "શું તું મારી મશ્કરી કરવા અહિં આવી છે! સરોજ બળતાને વધુ શા માટે બાળે છે?"

સરોજ—"વ્હાલા, શાન્ત થાવ." આટલું કહી સરોજે રમેશચન્દ્રનો હાથ પકડી પોતાની મોટરમાં બેસાડયો. ડ્રાઈવરને મોટર ગીરગામ બેકરોડ તરફ હાંકવા કહ્યું.

રમેશચન્દ્રે પુછ્યું "તું અહિં ક્યાંથી?"

સરોજ—"વ્હાલા, જ્યારે મેં આપને દિવાનખાનામાં ન જોયા, ત્યારે મેં જાણ્યું કે આપ જ્યોતિશકાન્તના ભવિષ્યથી નિરાશ થઇ ચાલ્યા ગયા, તેથી કદાચ આપ નાસીપાસ બની કંઇનું કંઇ કરી નાખો, તેથી મારે આપની પાછળ નિકળી આવવું પડયું."

રમેશચન્દ્ર—"શું તું એમ માને છે કે હું તારા વિના હવે એક પળ પણ જીવી શકું? સરોજ, આપણી આ છેલ્લી મુલાકાત. હવે હું ઈશ્વરને શરણે જઇશ, મારૂં ભાગ્ય બદલાવીશ, અહી નહિં તો સ્વર્ગમાં આપણું સ્નેહલગ્ન જરૂર થશેજ."

સરોજને રમેશચન્દ્રના શબ્દો કારમા તિર જેવા લાગ્યા, છતાં તેણે મનમાં સમાવી દઇ કહ્યું "વ્હાલા રમેશ, શામાટે નિરાશ થાય છે! ઇશ્વર સર્વ સારૂંજ કરશે."

રમેશ—"શું આવું કારમું ભવિષ્ય જાણ્યા પછી, તારો બાપ કદી તને મારી જોડે પરણાવે ખરો કે?"

સરોજ—"કેમ નહિ વ્હાલા, આપણા લગ્ન આવતા અઠવાડીયામાંજ થશે, ને સરોજ પોતાનું વચન પાળશે, માટે ચિન્તા ન કરો, ને એક અઠવાડીયા સુધી ધીરજ ધરો. દૈવયોગે જો તેમાં વિઘ્ન આવશે તો, આપણા સ્નેહલગ્ન એક ચિત્તામાં સાથે તો જરૂર થશેજ.

રમેશને સરોજનું બોલવું કાંઈ વિચિત્ર લાગ્યું છતાં હૃદયમાં હિમ્મત આવી. તેણે સરોજના હાથપર એક મધુરૂ ચુંબન લીધું, એટલામાં મોટર રમેશચન્દ્રના મકાન આગળ આવી પ્હોંચી. રમેશચન્દ્ર ઉતરી પડયો, સરોજે પાછી મોટર ઘર તરફ લેવા ડ્રાઇવરને કહ્યું. પવનવેગી મોટરકાર બે મીનીટમાં પાછી વસંતવિહારમાં આવી પ્હોંચી. સરોજ મોટરમાંથી ઉતરી દાદરપર ચડવા લાગી ત્યાં તેની પ્રેમાળ જનની વાસન્તી સામી મળી, સરોજને જોઇ વાસન્તી ચિન્તાતુર વદને બોલી "બ્હેન અત્યારસુધી કયાં ગઇ હતી? હું આખા મકાનમાં ગોતી વળી પણ તારો પત્તો કયાંથી લાગે?" પછી લૈયાએ કહ્યું કે, "બ્હેન મોટરમાં બેસી હાલજ બહાર ગયાં." તે સાંભળી મારો જીવ ઉંચો નીચો થઈ ગયો, તું આવી એટલે હવે જીવને શાન્તિ થઇ. ચાલ, તારા પિતા તને બોલાવે છે."

સરોજ વાસન્તી સાથે રમાકાન્તના દિવાનખાનામાં આવી. રમાકાન્તનો ચહેરો સાવ ઉતરી ગયો હતો. જ્યોતિશકાન્તના ભયંકર જોષે તેના દિલપર ખરાબ અસર કરી હતી. સરોજ પિતા પાસે આવી બેઠી.

રમાકાન્ત–"બ્હેન, તુંજ કહે કે જ્યોતિશકાન્તના કહેવા પ્રમાણે આવા ભયંકર ભાગ્યવાળા રમેશચન્દ્ર સાથે હવે કયો બાપ પોતાની લાડકવાઇ એકની એક પુત્રીનું લગ્ન કરવા તૈયાર થાય? હવે હું ધારૂં છું કે તું પણ તેમની સાથે લગ્ન કરવાનો વિચાર માંડી વાળીશ."

સરોજ–"પિતાશ્રી, હિન્દુ સંસારની લલના તે પશ્ચાત્ય રમણી નથી કે એકવાર દિલ દઇ પાછું લઇ શકે, એકવાર જેને દિલ દીધું, એકવાર જેને મનથી વરી ચુકી, તેને માટે તો ખરી હિન્દુ રમણી સળગતી ચિતાપર ચડે, પણ પોતાના જીવનને વ્હાલું કરી પાછી પાની ના કરે. જ્યાં તેવાં સ્નેહલગ્ન નથી, તે લગ્ન નહિ પણ હડહડતી ઇશ્કબાજી છે. તેમના માટે ઇશ્વરનાં આસન નથી પણ નર્કના દ્વાર છે."

રમાકાન્ત–"તે બધુંએ ખરૂં, પણ મારે તારા પિતા તરીકેની ફરજ બજાવી દુનિયાની રાહે ચાલવાનું છે. કદાચ જ્યોતિશકાન્તનું ભાખેલું ભવિષ્ય ખરૂં પડે તો મારે દુનિયાને શું મોઢું બતાવવું? સરોજ તારાપર મેં કેવી આશાઓ બાંધેલી છે તે તું જાણે છે? મારી આખર જીંદગીની ફક્ત તુંજ આશા છે." રમાકાન્ત આટલું કહેતાં ગળગળો થઇ ગયો.

વાસન્તી પણ રડતાં રડતાં બોલી "સરોજ ખોટી હઠ છોડી દે, તારા પિતાની તું સુપાત્ર દિકરી છે, તેમની આટલી માગણી કબુલ રાખ."

સરોજનું હૈયું ભરાઇ આવ્યું. તેને શિર ધર્મસંકટનું ભયંકર દુઃખ તુટી પડયું. એક બાજુ પિતૃધર્મ, બીજી બાજુ રમેશચન્દ્રનો સ્નેહ. પિતાની માગણી ના કબુલ કરે તો જીવનભરના રૂણી માતાપિતાના દિલને આઘાત થાય છે, ત્યારે બીજી બાજુએ રમેશચન્દ્રનો જીવનદિપક સદાને માટે લોપ થાય છે. બન્ને ધર્મની તેના હૃદયમાં તુલના થવા લાગી. હૃદય કાંટે બન્ને ધર્મને તોળ્યા, પછી પિતાને હાથ જોડી વિનંતીરૂપે કહ્યું. "માતાપિતા, આપ મારાં જીવનદાતા છો. હુ આપની જીવનભરની રૂણી છું, પણ તે રૂણ આપ કહો તો મારી ત્વચાના પગરખાં સીવડાવી વાળું, બાકી હું રમેશચન્દ્રના સ્નેહને તો નહિજ છોડી શકું. માછલી જળ વિણ મરી જાય, તેમ હું રમેશચન્દ્ર વિણ મરી જઇશ, માટે કૃપા કરી મારૂં લગ્ન આ અઠવાડીયામાં રમેશચન્દ્ર સાથે કરી આપો એવી હું આપની પાસે હાથ જોડી ભિક્ષા માગું છું." સરોજની આંખમાંથી ચોધાર અશ્રુ વહેવા લાગ્યાં.

રમાકાન્તે જાણ્યું કે હવે સરોજને કોઇપણ રીતે સમજાવી શકાય તેમ નથી, ત્યારે તેને સરોજપર ગુસ્સો ચઢયો ને કહ્યું "સરોજ, તેં અત્યારસુધી મારી નમ્રતાનો લાભ લીધો છે, છતાં મેં પિતૃસ્નેહને આધિન થઇ એક અક્ષર પણ કહ્યો નથી, છતાં

આજે હવે હું તને આ છેલ્લા બોલ કહું તે સાંભળ. "કોઇપણ સાચા હૃદયના પ્રેમીને બળાત્કારે છુટાં કરવાં તે પાપ છે, વળી તું પતિવૃતા સન્નારી હોવાનું અભિમાન રાખે છે, તો ભલે તું તારી હઠથી રમેશચન્દ્ર સાથે લગ્ન કર. જ્યારે તેં પિતાનો સ્નેહ રમેશચન્દ્રના સ્નેહની તુલનામાં તુચ્છ માન્યો, તો હું પણ હવે તારાં તેની સાથે લગ્ન કરી આપી, તારા સંબંધને તિલાંજલી આપીશ. તારૂં મુખ હવે હું ફરીવાર જોવા ઇચ્છતો નથી, યાદ રાખ હવે તને અત્રેથી એક કોડી પણ મળશે નહિ. એક બાજુ સાઠ લાખની ગંજાવર થાપણ, બીજી બાજુ રમેશચન્દ્ર સાથે લગ્ન. તારી મરજીમાં આવે તે પસંદ કર."

વાસન્તીએ રડતાં રડતાં કહ્યું "બ્હેન, વિચાર કરી જવાબ આપજે, આ કાંઇ જેવો તેવો સવાલ નથી." વાસન્તીએ રમાકાન્ત તરફ ઢળી જઇ સરોજને ધનના લોભે ચળવવા પ્રયત્ન કર્યો.

સરોજ સ્નેહની દેવી હતી તેણે હર્ષથી—"હું સાઠ લાખની દૌલત કરતાં રમેશચન્દ્રના સ્નેહને કિંમતી ગણું છું."

રમાકાન્ત—"સરોજ, આજે તને તારા ભાવિએ ભુલાવી છે, હઠ કરી નાહક પાછળથી પસ્તાઇશ."

સરોજ—"પિતાશ્રી, જેવું મારૂં ભાવિ."

રમાકાન્ત રોષમાં ઉઠી દિવાનખાનું છોડી ચાલ્યો ગયો.

---:o:---

## પ્રકરણ પાંચમું.

# સ્નેહલગ્નનો સંસાર.



માકાન્ત અને વાસન્તી બાજી હારી ગયાં, અઠવાડીયામાં સરોજ અને રમેશચન્દ્રનાં ધામધુમથી લગ્ન થઇ ગયાં. રમાકાન્તે લોકલાગણીને માન આપીને સરોજને પહેરવા માત્ર દશ હજારના દાગીના આપ્યા. વાસન્તીના હૃદયમાં રમાકાન્તની આ હઠથી ઘણું દુઃખ થયું. પોતાની લાડકવાઇ પુત્રીનું આવી રીતે ઉતાવળે લગ્ન થયું ને પહેરામણીમાં રમાકાન્તે કંઇપણ રોકડ ના આપ્યાથી તેના હૃદયને ભારે આઘાત થયો, છતાં પતિની વિરૂદ્ધ તે સાધ્વી એક અક્ષર પણ બોલી નહિ.

સરોજે માતાને ધીરજ આપી, "ઈશ્વર સૌ સારૂં જ કરશે" એમ કહી, માતાપિતાને નમી તેમના આશીર્વાદ માગી, રમેશચન્દ્ર સાથે પતિગૃહે આવી. સ્નેહલગ્નનો ઘરસંસાર શરૂ થયો. પ્રથમના છ માસ તો સત્યવાન અને સાવિત્રી માફક, સુખ, આરામ ને મુંબઇની મોજમજા ભોગવતાં પસાર કર્યા ને સ્વર્ગનાં સુખડાં અનુભવ્યાં.

કાળની ગતિ ગહન છે, એકસરખા કોઇના દિવસ જતા નથી, 'ભાવિ સૌને ભુલાવે છે' એ સુત્ર અનુસાર રમેશચન્દ્ર જે બેન્કમાં નોકરી હતો, તેજ બેન્કના કેટલાક મિત્રોની સંગતથી તેને શેરબજારના સટ્ટાનો અને રેસનો શોખ લાગ્યો, ને ત્યારથી તેની પાયમાલીનો દિવસ શરૂ થયો. પ્રથમ થોડું કમાણો, પણ પાછળથી એક મારવાડીનું માથે દશ હજારનું દેવું થતાં તેની ચિન્તામાં તે માંદો પડયો. પોતાના પગારની જે બચત બેન્કમાં ભેગી કરી હતી તે પણ સટ્ટામાં હોમાઇ ચુકી હતી.

મારવાડી શેરદલાલ લક્ષાધિપતિ હતો છતાં સાયલોકનો પિતરાઇ ભાઇ હતો. તેણે માગતા રૂપીઆની રમેશચન્દ્રને નોટીસ આપી, રમેશચન્દ્રે જાતે મળી તુરત માટે લાચારી બતાવી, થોડી મુદત માટે થોભવા વિનંતી કરી, ત્યારે તેણે રમેશચન્દ્રને ધુતકારી કાઢી એક્સપાર્ટી ડીક્રી કરાવી લીધી. બસ થઇ ચુક્યું. જ્યોતિશકાન્તના લેખ સાચા પડયા, રમેશચન્દ્ર તેજ દિવસથી બિમારીથી પટકાઇ પડયો.

સરોજ તેની માવજત કરવામાં પ્રાણ પાથરતી, રાત્રિ દિવસ ખડેપગે તેની ચાકરી કરતી છતાં તેની બિમારી દિન પ્રતિદિન વધતી જતી હતી. માંદગી લંબાતાં ઘરખર્ચ અને ડૉક્ટરોની દવાનાં બીલ ચુકવવાં પણ મુશ્કેલ થઇ પડયાં, બેન્કની નોકરી પણ તુટી ગયેલી હોવાથી હવે તેની મુંઝવણનો પાર રહ્યો નહિ.

આખરે તેણે પોતાના કિંમતી દાગીના ને વસ્ત્રો પણ વેચી નાખ્યાં ને તેવડે ઘરખર્ચ ને ડૉક્ટરોનાં બીલ ચુકાવ્યાં, ને રમેશચન્દ્રના આરામ માટે પ્રભુપ્રાર્થના કરવા લાગી, છતાં પ્રભુની દયા તેનાપર નજ થઇ. રમેશચન્દ્રની બિમારી લંબાતી ચાલી, સરોજને ખાધે આજે ચાર દિવસ વિતી ચુક્યા હતા, રાત્રિના ઉજાગરા પણ હંમેશના ચાલુ હતા, રાત્રિના બેનો અમલ થયો હતો, રાત્રિ અંધારી હતી, એક જરમની કેન્ડલ રમેશચન્દ્રની રૂમમાં બળી રહ્યું હતું, તેનો મંદ પ્રકાશ રમેશચન્દ્રના ફીક્કા પડેલા મુખપર પડતો હતો, રમેશચન્દ્ર દવાના ઘેનમાં પડયો હતો, સરોજ તેનું માથું દબાવી રહી હતી, સરોજની આંખમાંથી મોતીરૂપી અશ્રુ ટપકવા લાગ્યાં, "હવે શું થશે ? આવતી કાલની દવા લાવવા જેટલા પણ પૈસા હવે રહ્યા નથી, આખા ઘરનો સામાન પણ વેચાઇ ગયો, છતાં આ કાતિલ બિમારી પાછી હઠતી નથી, ઓ પ્રભુ ? હવે મારી લાજ તારે હાથ છે." તેના મનમાં પિતાની સાહ્યબી તરી આવી, ને પોતાની જાતને કહેવા લાગી, "સાઠ લાખની અખુટ દોલતને, તેં પતિના સ્નેહમાં લાત મારી, પિતાની મહેરબાનીનો અધિકાર પણ રાખ્યો નથી, હવે તું કયા મ્હોડે તેમની પાસે જઇ મદદ માગે તેમ છે, તને હવે તેમ કરવાનો હક્ક પણ શું ? ઓ હિણભાગી સરોજ સાઠ લાખના ભોગે મેળવેલો પતિ પણ આજે તારો નથી." સરોજ માથે હાથ પછાડી ચોધાર આંસુએ રડી પડી. "બે વર્ષની ગંભીર બિમારીએ તારૂં સર્વસ્વ પાયમાલ કીધું છે, છતાં હજુએ

વ્હાલાનું દર્દ પણ સમજાતું નથી. પ્રભુ રૂઠયો, કિસ્મત રૂઠયું, હવે બાકી શું રહ્યું ? ઓ નિરાધાર સરોજ, તારૂં જગતમાં હવે કોણ બેલી થઈ શકે તેમ છે?"

રોતાં આંખમાંથી આંસુએ છુટયાં, નિરાધાર સરોજ એકીટસે રમેશચન્દ્રના હાડપિંજર સમા દેહ સામું જોઈ રહી, બેભાન અવસ્થામાં રમેશચન્દ્રે બકવાટ શરૂ કર્યો. "ઓ હિણભાગી રમેશ, તેં તારી મુર્ખાઇથી નાજુક કુસુમ કળીને છુંદી નાખી, તેં તારી સુખી જીંદગીમાં સટ્ટારૂપી ઝેર રેડયું, તે મારવાડી શેરદલાલ ભેરૂમલ હવે તારા ઘરની આબરૂ તે દશ હજારની ડીક્રી વતી લેશે, તારી વ્હાલી સરોજને ઉભા રહેવાનું સ્થાન પણ રહેશે નહિ, વ્હાલી સરોજ તારૂં શું થશે!"

સરોજ મનમાં સમજી ગઇ કે બિમારીનું મુખ્ય કારણ આજ છે. જો તેમને આ ચિંતામાંથી મુક્તિ મળે તો જરૂર આરામ થાય. સરોજે રમેશચન્દ્રના કપાળે હાથ ફેરવતાં કહ્યું— "વ્હાલા શાન્ત થાવ" "પ્રભુ સર્વ સારૂંજ કરશે." રમેશચન્દ્રે પળભર માટે આંખ ઉઘાડી સરોજ સામે ધારી જોતાં કહ્યું "વ્હાલી શું તું હજુ જાગે છે?" બસ ઘણા દિવસે રમેશચન્દ્રના આટલા શબ્દો સરોજને સુધામૃત સમાન લાગ્યા. આથી આશાનું કિરણ બંધાયું. રમેશચન્દ્રે પાછી આંખો બંધ કરી દીધી. સરોજ આખી રાત્રિ વ્હાલાની સેવા ઉઠાવતી બેસી રહી.

આંખો ખુલી સવાર થયું ત્યારે નાહી ધોઈ, નિત્યનિયમ કરી, પ્રભુને પ્રાર્થના કરવા લાગી.

"હે દિનબંધુ, અનાથોના નાથ, મારાપર દયા કર, મારા નાથને ચિન્તામુક્ત કરવાની મને શક્તિ આપ, તું ચાહે તો મારૂં જીવન તેમના બદલે લઇ લે પણ મારા વ્હાલા નાથને બચાવ." પ્રાર્થના પુરી કરી રમેશચન્દ્રની પાસે આવી બેઠી. આજે તેને પાંચમો અપવાસ હતો. આજુબાજુના પાડોશીઓ તેને જમવાનો ઘણો આગ્રહ કરતાં ત્યારે સરોજ કહેતી કે– "મારાથી પતિનું દુઃખ જોવાતું નથી. જો ઇશ્વર મારા સૌભાગ્યનો રક્ષક નહિ બને તો હું પતિ પહેલાં તેના દરબારમાં પહોંચી જઇ, વ્હાલા પતિના જીવતદાન માટે તેની આગળ પ્રાર્થના કરીશ."

પાડોસીઓ તેના આ વિચારને ખ્યાલી ગણી હસી કહાડતા, ત્યારે કેટલાકને તેનાપર દયા પણ આવતી. સરોજની પાડોસણ વિમલા સરોજના આ સતિત્વને સમજતી તેથી તે સરોજ માટે પ્રાણ પાથરતી. બન્નેનું એક બીજાપર સગી બ્હેનો કરતાં વધુ વ્હાલ હતું. રમેશચન્દ્રની આંખ આજે મળી ગઈ હતી. સરોજે રમેશચન્દ્રનો કોટ તપાસ્યો, તેમાંથી એક કાર્ડ મળી આવ્યું. તે વાંચતાં સરોજને માલુમ પડયું કે, આ તેજ મારવાડીના એડ્રેસનું કાર્ડ છે, કે જેણે રમેશચન્દ્રપર દશ હજારની ડીક્રી કરાવી છે. સરોજે તે કાર્ડ લઇ પોતાની ચોળીના

ખીસામાં નાંખી, બહાર જઇ વિમળાને બોલાવી—"બ્હેન તને ફુરસદ છે ! મારે તારૂં ખાસ અગત્યનું કામ છે."

વિમળા—"બ્હેન, મને સદા ફુરસદજ છે. તારે જે કામ હોય તે સુખેથી કહે."

સરોજ—"બ્હેન, મારે આજે એક અગત્યના કામે બહાર જવું છે, જ્યાં આશરે મારે એક કલાક ખોટી થવું પડશે, તે અત્યારે હમણાંજ ઉંઘ્યા છે તો તું તેમના પાસે હું પાછી આવું ત્યાં સુધી બેસીશ ?"

વિમળા—"ઓહો, આજ તારૂં અગત્યનું કામ કે ! એમાં તે શું મોટી વાત છે ?"

સરોજ—"વિમળા, તુંજ મારા દુ:ખી જીવનની સહચરી છે, તારા અનેક ઉપકારનું રૂણ હું રંક કેમ વાળી શકીશ ?" આટલું કહેતાં સરોજના દિવ્ય ચક્ષુમાં પાણી ભરાઇ આવ્યું, તેની સુકોમળ પાંપણો આંસુથી ભીની થઇ ગઇ.

વિમળાએ સરોજને છાતી સાથે દાબી કહ્યું—"બ્હેન, રડ નહિ, તારી આંખમાં આંસુ જોઇ મારી છાતી ફાટી જાય છે. મેં તારા માટે કરવું જોઇતું કશુંએ કર્યું નથી, છતાં તું નાહાક મારૂં રૂણ બતાવી દુ:ખી થાય છે. મનુષ્યમાત્રનો ધર્મ છે કે, તેણે એક બીજાના સુખ દુ:ખમાં ભાગ લેવો જોઇએ. એકજ માલીકના સર્વ મનુષ્યો બાળકો છે. મનુષ્યના જીવનને પ્રભુએ

સંસ્કારી એટલાજ માટે બનાવ્યું છે કે તે એક, બીજાના સુખ દુઃખમાં ભાગ લઇ શકે. પશુઓ પણ જન સેવાથી વંચીત નથી. તેઓ પણ ઇશ્વરની આજ્ઞાને અનુસરી પોતાનો ધર્મ બજાવી રહ્યાં છે. મનુષ્ય જાત તો સઘળામાં સર્વોપરિ છે ને જો તે પોતાનો ધર્મ ચુકે તો પશુ કરતાં પણ અધમ ગણાય. ખાઇ, પી, જીવવું એટલું જે જગતમાં જાણે છે તેઓ મનુષ્ય જાતિના નામને કંલકિત કરે છે. તેઓ પ્રભુની પ્રભુતાને ઝાંખી પાડે છે. ખાઈ, પી, કુતરાં બિલાડાં પણ જીવી શકે છે, નાના જંતુઓ અને પતંગીઆઓ પણ પોતાનું પોષણ મેળવી શકે છે, તેવા નિર્જીવ જીવનમાં સુખ માનવું તે નરી અધમતા છે. ખરૂં જીવન તો દુઃખીના આંસુ લ્હોવામાં, પરમાર્થ સાધવામાં અને દેશ સેવા કરવામાં છે.

સરોજ—"ધન્ય છે, બ્હેન, તારી નિર્મળ બુદ્ધિને, તારા જેવા વિચારો બધી આર્ય મહિલાઓના હૃદયમાં મુર્તીમંત થાય તો કેવું સારૂં ?"

આટલું કહી સરોજ વિમળાથી છુટી પડી. વિમળા રમેશચન્દ્રની પથારી પાસે આવી બેઠી.



## પ્રકરણ છઠ્ઠું.

# પતિકાજે ભીખ.

"જ્યારે તક્ષશિલા ને અવન્તીનાં, વિદ્યાલયો હિન્દુસ્તાનમાં ગાજતાં;
ગ્રીસ, બાબીલોનના, ધુરંધરો શિખવા હિન્દુસ્તાનમાં સૌ આવતાં.
પતિ સાથ જ્યારે હિન્દુ રમણી, સમરમાં ખેલતી;
તે સમય વિજય પતાકા, હિન્દની ભૂમંડળ મહીં ફરકતી.
સળગતી ચિતાપર ચઢનાર, મશહુર નાર હિન્દુસ્તાનની;
પતિ કાજે માગે ભીખ, એવી નાર હિન્દુસ્તાનની."




ખી તરસી સરોજ દાદર ઉતરી નીચે આવી મારવાડી શેરદલાલ ભેરૂમલના ઘર તરફ જવા લાગી. ગજગામિની માફક ચાલનાર લક્ષાધિપતિ રમાકાન્તની એકની એક પુત્રી આજે ખાદીનાં ફાટયાં તુટયાં વસ્ત્રે શરીર સંકોરતી ચિન્તાતુર વદને મંદ ગતિએ ચાલતી હતી. તેનું શરીર ભુખ, દુઃખ અને ઉજાગરાથી સફેત પુણી જેવું બની ગયું હતું. બિચારી ચાલતાં થાકથી હાંફી જતી હતી, છતાં પતિભક્તિને સ્નેહની આહુતીઓમાં પોતાના જીવનનું સાર્થક સમજનાર સાધ્વી સરોજને આ બધું દુઃખ પણ સુખરૂપ હતું. તેનો જીવન દિપક રમેશચન્દ્ર એજ તેનું પરમ સૌભાગ્ય હતું. આજે તેના સૌભાગ્યચન્દ્રની રક્ષા માટે, વસંત–વિહારની અધિષ્ટાતા,

સ્નેહના વહેંચાણમાં સાઠ લાખની ગંજાવર દોલતને લાત મારી, મોટરોની મજા છોડી, માતાપિતાની સુખરૂપ, શિતળ છાયા તજી એક મારવાડીને ત્યાં પોતાના પ્રિયતમના છુટકારાની ભીખ માગવા નિકળી હતી.

સરોજ મહામહેનતે ગીરગામનો રસ્તો કાપી, ભૂલેશ્વર કબુતરખાના આગળ રહેતા મારવાડી શેરદલાલ ભેરૂમલના મકાને આવી પ્હોંચી.

શેરદલાલ ભેરૂમલ બારે બંદરનો વેપારી હતો. મુંબઇના સટ્ટા બજારમાં ભેરૂમલની બોલબાલા બોલાતી હતી. તે ગરીબાઇમાંથી ધીમે ધીમે લક્ષાધિપતિ બન્યો હતો, છતાં આજે તે સર્વ ભુલી ગયો હતો. આજે તો પૈસો એજ તેનો પરમેશ્વર હતો. તે ઉંઘમાં પણ લી,દી કરતો હતો. તેના શરીરમાં બારે કલાક સટ્ટાનો ખવીસ રહેતો હતો. તે વાત વાતમાં કહેતો હતો કે "તેજીકી બોલબાલા ઔર મંદીકા મોંહ કાલા." તે સદા તેજીનો વેપાર કરતો ને સૌને સલાહ પણ તેજ આપતો હતો.

આજે રવિવાર હોવાથી સટ્ટાનાં સર્વ બજારો બંધ હતાં એટલે તે પોતાની પહેડીના ઝરૂખામાં બેસી હોકો ગગડાવી રહ્યો હતો. તેની સામે બે જોટાના પાટીયાના દલાલો બેસી "હાજી હા કરી રહ્યા હતા." ભેરૂમલ તેમની ખુશામતથી ખુશી થઇ પોતાની મુછોએ તાલ દઇ તેના ગોળી જેવા પેટપર હાથ ફેરવતો હતો.

સરોજે ભેરૂમલના મકાનમાં પ્રવેશ કીધો કે તુરત ભૈયાએ તેને અટકાવી કહ્યું "સબુર, કયા કામ હય? ઇધર શેઠ કિસી ફંડમે પૈસા દેતે નહિ, દુસરી જગે જાવ."

ભૈયાનું આવું બોલવું સાંભળી સરોજને ઘણું માઠું લાગ્યું. તેની આંખોમાં આંસુ આવી જતાં પોતાના પાલવ વડે તે લુછી નાંખતાં ભૈયાને આજીજી કરી દયાજનક કંઠે બોલી "ભૈયાજી હું કાંઇ સ્વયંસેવિકા નથી. આપે મારા ખાદીના વસ્ત્રો ઉપરથી ખોટું અનુમાન કર્યું છે. હું તો તમારા શેઠને અગત્યના કામે મળવા માગું છું."

ભૈયાએ કહ્યું "હાં અયસા હય? તો તુમ યહાંપર ઠેરો, મય શેઠકો ખબર દેતા હું." ભૈયો આટલું કહી ભેરૂમલ પાસે ચાલ્યો ગયો, ને થોડી વારે ભૈયાએ પરવાનગી લઇ આવી કહ્યું "હાં, અબ ચલો બાઇ, મયને તુમ્હારા બિના સમજે અપમાન કિયા. મુઝે માફ કરના."

સરોજ—"કાંઇ નહિ ભાઇ, આજે મારો વખતજ એવો છે તેમાં તમે શું કરો?"

વાત કરતાં સરોજ ભૈયા સાથે ભેરૂમલના ઝરૂખામાં આવી પ્હોંચી. ભેરૂમલે પોતાની પાસે બેઠેલા દલાલોને સાન કરી ઉઠી જવા કહ્યું. બન્ને દલાલો ઉઠી પેઢીમાં ચાલ્યા ગયા બાદ ભેરૂમલે સરોજને પોતાના સામે પડેલી ગાદીપર બેસવા કહ્યું, છતાં સરોજ તો ઉભીજ રહી. ભેરૂમલે હોકાને આઘો ખસેડતાં વાતની શરૂઆત કરતાં કહ્યું, "કહો બાઇ, આપ શા માટે અત્રે પધાર્યાં છો?"

સરોજે રમેશચન્દ્રના નામનું કાર્ડ બતાવી પુછ્યું, "શેઠજી આપને આ નામ સાથે કાંઇ સંબંધ છે?"

ભેરૂમલે આથી આશ્ચર્ય પામી તકીયાપર આડા થતાં કહ્યું "શું આપ તે દેવાળીયા રમેશચન્દ્રનાં ઘરવાળાં છો?"

સરોજ–"હા શેઠજી. તે મારા સૌભાગ્યસિંધુ છે, આ રંક કિંકરી તેમની દાસી છે."

ભેરૂમલે આળસ ખાતાં ફરી પ્રશ્ન કર્યો. "ઠીક, તે સાજો થાય તેમ છે કે નહિ? અરેરે, હજુ તો મારે તેની પાસેથી દસ હજારની ડીક્રીના પૈસા વસુલ કરવાના છે. જો પ્રભુ મારી ડીક્રી ખાતર તેને જીવતો રાખે તો મમ્માદેવીપરના ભીખારીઓને હું જરૂર પુરીયો વહેચું." ભેરૂમલે પોતાની નીચતાનું પ્રદર્શન ભરી બતાવ્યું.

આ સાંભળી સરોજના હૃદયમાં આઘાત થયો. આંખે અંધારાં આવી ગયાં ને મહામહેનતે પોતાના શરીરને પડતું ટકાવી રાખ્યું. તેણે પોતાના પતિને નિન્દનાર વ્યાજખાઉ ચાંદીના ભૂખ્યા ભેરૂમલ તરફ તિરસ્કાર ભરી આંખે જોતાં કહ્યુ "શેઠજી, ગમે તેવા પણ મારા તે પતિ છે, મારા તે જીવનમણી છે, આપ તેમની નિન્દા મારી અગાડી કરો તે ઠીક ના કહેવાય, આપ શ્રીમંત છો, હું એક ગરીબ ભીખારણ છું, આપની પાસે દયાની ભીખ માગવા આવી છું. સાથે ફુલ .નહિ તો ફુલની પાંખડી લાવી છું તે લ્યો, ને મારા નાથને આપના રૂણમાંથી છુટા કરો."

ભેરૂમલ–" ઠીક, તું કેટલા હજાર આપી છુટકારો કરવા ચ્હાય છે?" વ્યાજ સાથે મારા લેણા રૂપીયા દસ હજાર પાંચસો ઇકોતેર, નવ આના, આઠ પાઇ થાય છે." ભેરૂમલે પોતાનું શરાફીપણું બતાવ્યું.

સરોજ–"મારી પાસે હજાર નથી ને કંઇએ નથી, ફક્ત આ મારો સૌભાગ્ય મંગળદોરો છે, જે સ્ત્રીના સૌભાગ્યનું ચિન્હ ગણાય છે તે આપી આપની પાસે મારા પતિના છુટકારાની યાચના કરૂં છું." સરોજે ભેરૂમલના પગે પડી અશ્રુ વર્ષાવતાં મંગળદોરો ભેરૂમલના હાથમાં મુક્યો.

ભેરૂમલ મંગળદોરાને જોતાં બોલી ઉઠયો "નવાઇ, આ દોરો તો મેં પાંચ હજારની કિંમતે રમાકાન્ત બાબુને, તેમની પુત્રી સરોજ માટે કરાવી આપ્યો હતો, તે તારી પાસે ક્યાંથી?"

સરોજ–"હું તેજ હિણભાગી સરોજ રમાકાન્તની પુત્રી છું."

ભેરૂમલ–"કોણ મારા પરમ સ્નેહી રમાકાન્તની લાડકવાઇ બેટી? શું તારા આજે આ હાલ?"

સરોજ–"હા, મુરબ્બી પ્રભુની આજે તેવીજ મરજી છે." આજે આ દુર્ભાગી સરોજ લક્ષાધિપતિ પિતાની પુત્રી નથી, પણ એક રંક, બિમાર, ભાગ્યહીન પતિના સ્નેહની પુજારણ છે. હું આપની આગળ મારા પિતાના ઘર તરફથી આવી નથી, પણ જેમને માટે આપે પા કલાક પહેલાં ન કહેવાનાં વચનો કહ્યાં એવા આપના રૂણી મારા સૌભાગ્યચન્દ્ર તરફથી આવી છું.

જો આપનું હૃદય મારા પ્રત્યે ને મારા નાથ પ્રત્યે દયા બતાવી શકતું હોય તો આપ આ મારો સૌભાગ્ય મંગળદોરો લઇ મારા નાથને આપના રૂણમાંથી મુક્ત કરો."

ભેરૂમલે–"ધન્ય છે બેટા સરોજ તને ધન્ય છે, તારા જેવી સાધ્વી પતિવૃતાના દર્શન પણ આજે થવાં દુર્લભ છે. તારા જેવી સાધ્વીનાં જે જગ્યામાં પગલાં થાય તે જગ્યા પણ ભાગ્યશાળી ગણાય. જેણે લાખોની સાહ્યબી પતિપ્રેમમાં છોડી, કંગાલથી પણ અધિક દશામાં પોતાની ટેક ના છોડતાં પતિનું ગૌરવ જાળવી રાખવા મુક્તકંઠે ભીખારણની માફક ભીખ માંગવામાં પણ પાછી પાની ના કરતાં આનંદ માન્યો તેવી પતિભક્તિ આ જમાનામાં કોણ બતાવી શકે તેમ છે?"

પછી ભેરૂમલે તિજોરી ઉઘાડી રમેશચન્દ્રપર કરાવેલી ડીક્રી બહાર કાઢી, વસુલભરી સરોજના હાથમાં આપતાં કહ્યું "લે બ્હેન, તારા જેવી સાધ્વી સ્ત્રીઓના સૌભાગ્ય મંગળદોરાપર દસ હજાર તો શું પણ આવી દસ લાખની ડીક્રીઓ કુરબાન છે."

ત્યારબાદ ભેરૂમલે તે સૌભાગ્ય મંગળદોરો પોતાના હાથે પાછો સરોજને પહેરાવ્યો ને સૈયાને મોટરમાં બેસાડી સરોજને તેના ઘેર મુકી આવવાનો હુકમ કર્યો.

સરોજે પ્રથમ તો ના પાડી, પણ જ્યારે ભેરૂમલે અતિ આગ્રહ કર્યો ત્યારે તેના આગ્રહને વશ થઇ મોટરમાં બેસી પોતાના મકાને આવી.

———:o:———

## પ્રકરણ સાતમું.

# ઘાયલ મધુકર.




મળા રમેશચન્દ્રની પાસે બેસી પંખો નાખતી હતી. રમેશચન્દ્ર આંખો ઉઘાડી ચિન્તાતુર વદને વિમળાના સામું જોઇ રહી, સરોજના સમાચાર પુછી રહ્યો હતો, ત્યાં તો સરોજે પ્રવેશ કીધો. વિમળાએ ઉભા થઈ સરોજને બાઝી પડી કહ્યું "બ્હેન, આજે તબીયતમાં સારો સુધારો જણાય છે." આથી સરોજના ફીક્કા પડેલા વદન-પર અનેરો હર્ષ થયો ને તે રમેશચન્દ્ર પાસે બેસી, વિમળાના હાથમાંથી પંખો લઇ રમેશચન્દ્રને નાખવા લાગી.

સંધ્યાકાળ થઇ ગયેલો હોવાથી વિમળા રજા લઇ પોતાની રૂમમાં ચાલી ગઇ. સરોજ ભેરૂમલની ઉદારતા માટે મનમાં તેને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપવા લાગી. રમેશચન્દ્રે પોતાનું પાસું બદલી ક્ષીણ સ્વરે પુછ્યું "તું ક્યાં ગઇ હતી?"

સરોજ—"વ્હાલા, ચિન્તા ન કરો, હું આપની બિમારીની દવા લેવા ગઇ હતી."

રમેશ—"ગાંડી રે માંડી, મારા દુઃખની દવા હવે આ દુનિયામાં મળી શકે તેમ નથી."

સરોજ—"વ્હાલા, આપ આ શું કહો છો?"

રમેશ—"વ્હાલી, હું સત્યજ કહું છું, તું નાહક મારી ખાતર તારી જાતને દુઃખી કરે છે."

સરોજ—"નાથ, આમ નિરાશાવાદી ન બનો, આશા અમર છે, પ્રભુપર ભરોસો રાખો, તેની મહેરબાનીની યાચના કરો, તે પરમ કૃપાળુ આપણું મંગળજ કરશે.

રમેશ—"વ્હાલી, તું સાવ ભોળી છે, તેથીજ તું અત્યાર સુધીમાં મારી બિમારીનુ કારણ સમજી શકી નથી, ખરૂં કહું તો ડૉકટરો પણ મારૂં દર્દ સમજી શકયા નથી."

સરોજ—"વ્હાલા હું ભોળી નથી, પણ મને ઇશ્વરપર શ્રદ્ધા છે, તે આપણું જરૂર મંગળ કરશે, ભલે ડૉકટરો આપનું દર્દ ન સમજી શકયા હોય, પણ મને તો પ્રભુકૃપાએ આપનું દર્દ સમજાયું છે ને તેની દવા પણ હાથ લાગી છે."

રમેશ—"તો વ્હાલી જલ્દી કહે, મારા દર્દની શું દવા છે?

સરોજે તરતજ ભેરૂમલ પાસેથી વસુલ કરી આણેલી દસ હજારની ડીકી રમેશચન્દ્રના હાથમાં મુકતાં કહ્યું "લ્યો, વ્હાલા, આજ આપના દર્દની દવા કે?"

રમેશચન્દ્રે ડીકી જોઇ ચકિત થઇ જતાં પુછ્યું "વ્હાલી, આ સ્વપ્ન કે સત્ય છે?"

સરોજ–"વ્હાલા સર્વ સત્ય છે, આપ હવે વધુ ના બોલો, નાહક થાક ચડશે." ત્યારબાદ સરોજે સર્વ વાત રમેશચન્દ્રને કહી.

તે સાંભળી રમેશચન્દ્રની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં, ને હર્ષથી રૂંધાતા કંઠે બોલ્યો, "સરોજ તું કોઇ અવતારી દેવી છે, મારા જેવા રંકને પાવન કરવા આવેલી સુરગંગા છે, તારા જેવી દેવાંગનાને લાયક હું નથી."

સરોજે ફરી–"વ્હાલા, હવે વધુ ના બોલો, હું તો આપના ચરણોની દાસી છું, આપના નિર્મળ સ્નેહની ઉપાસી છું, દાસીને આટલું બધું માન ન શોભે."

રમેશચન્દ્રને બોલવાથી થાક ચડી ગયો હતો એટલે તેનાથી વધારે ન બોલાયુ, આંખો મીંચી પથારીમાં પડી મનમાં સરોજના ગુણગાન ગાવા લાગ્યો.

સરોજે સ્ટવ સળગાવી રમેશચન્દ્રને દુધ ઉનું કરી પાયું, પીતાં થોડું વધેલું પોતે પીધું, ત્યારબાદ રમેશચન્દ્રને પાછો સુવાડી તેની આંખો મળી ત્યાંસુધી પંખો નાખ્યા કર્યો.

ઘડીઆળમાં આઠના ટકોરા થયા ત્યારે સરોજે ઉઠી અંદરના ખંડમાં જઇ, હાથમાં રેંટીયો લઇ પ્રભુભજન ગાતાં કાંતવુ શરૂ કર્યું.

"રઘુવિર તુમકો મેરી લાજ,
"સદા સદા મૈ સરન તિહારી;
"તુમ વડે ગરીબ નિવાજ."—રઘુવિર.

(આશ્રમ ભજનાવલી)

નિર્મળ સુતરના તાર સાથે હૃદયના તારનું આકર્ષણ થયું, ગરીબોના તારણહાર યાદ આવ્યા, હૃદયના અણુંએ અણુંએ પ્રભુતા વ્યાપી રહી, રેંટીયામાં સમગ્ર જગતનો ઉદ્ધાર સમાયેલો લાગ્યો, રેંટીયો હાથમાં સ્થંભી ગયો, હિન્દદેવી ને કર્મવીર મહાત્માજીના દર્શનનો આભાસ થયો, બન્ને હસીને કહેવા લાગ્યાં, "પુત્રી ફીકરે ના કર, તું ખરી હિન્દની આદર્શ રમણી છે, તેં હિન્દના દર્દનો ખરો માર્ગ પિછાણ્યો છે, તું ઇશ્વરની કસોટીમાં પાર પડી છે, તારૂં સૌભાગ્ય ઇશ્વર અવિચળ રાખો, એવી અમારી તને શુભ આશિષ છે."

જોત જોતામાં તે બે મહાન મુર્તિઓ અલોપ થઈ ગઈ, ત્યાં સરોજને કારમી ચિસ સંભળાઇ કે "કોઇ આવો, બચાવો." સરોજ આંખો ચોળી ગભરાઇ બેબાકળી ઉભી થઇ, તેજ વખતે ઘડીઆળમાં અગીઆરના ટકોરા થયા.

સરોજ રમેશચન્દ્ર સુતો હતો ત્યાં ગઇ. ત્યાંતો રમેશચન્દ્ર ભર ઉંઘમાં પડયો હતો.

પાછી રાહદારીની આગલી બારીએથી ચિસ સંભળાઈ. સરોજે બારી ઉઘાડી જોયું તો એક યુવાન ફુટપાથપર પડયો હતો. તેને કોઇ ઘાયલ કરી નાસી ગયું હોય એવું સરોજને લાગતાં તેનું સુકોમળ હૈયું આ દૃશ્ય જોઇ ભરાઇ આવ્યું, ને કાંઇપણ વિચાર કર્યા સિવાય, પોતાની રૂમ બંધ કરી, દાદર ઉતરી નીચે આવી, તેણે ફુટપાથપર પડેલા યુવાનનું માથું પોતાના ખોળામાં લીધું. તે યુવાનની પીઠપર ચાકુનો ઘા થએલો હતો.



"રેટીઓ હાથમાં સ્થંભી ગયો, હિન્દ દેવીને
કર્મવીર મહાત્માજીનાં દર્શનનો આભાસ થયો".

પૃષ્ઠ ૪૨.

તે ઘામાંથી પુષ્કળ લોહી વહેતું હોવાથી તે ધીરે ધીરે બેભાન થતો હતો. સરોજે પોતાની ખાદીની સાડી ફાડી, તેના ઘાપર પાટો બાંધ્યો, પણ લોહીનો મારો એટલો બધો હતો કે સરોજની આખી સાડી લોહીથી તરબોળ થઈ ગઈ છતાં લોહી બંધ ના થયું. આથી સરોજ ગભરાવા લાગી, વળી ઓછામાં પુરૂં રાત્રિ-પણ અંધારી હોવાથી લોકોનું જવું આવવું પણ બંધ થયું હતું.

પોલીસ પણ ધારી ક્યાંથી મળે? ને પોલીસચોકીમાં જઇ ખબર પણ કોણ આપે! છતાં બિચારી સરોજ છાતી કઠણ કરી તે યુવાનનું માથું ખોળામાં લઈ, લગભગ એક કલાક સુધી મદદની રાહ જોતી બેસી રહી. સિનેમા છુટતાં સદ્‌ભાગ્યે ત્યાં થઇ પસાર થતા બે મરાઠા યુવકોની નજર સરોજપર પડી. સરોજે તેમને બધી વાત કહી તેમની મદદ માગી. તેમણે સરોજને મદદ આપી તે ઘાયલ યુવાનને ઉંચકીને સરોજની રૂમમાં લાવી બિછા-નાપર સુવાડયો.

સરોજે ઘા તેલ કાઢી તેનું પોતું કરી તે તરૂણના ઘા પર મુક્યું; ત્યારે મહામહેનતે લોહી બંધ પડતાં તે યુવાનમાં પાછું ચેતન આવ્યું, ને એક ક્ષણ માટે આંખો ઉઘાડી પાછી મીંચી દિધી. સરોજે પછી મરાઠા યુવકોનો આભાર માન્યો ને તે બિચારા પરમાર્થનું કામ કરી રાત્રિના બે વાગે ઘરે ગયા, એટલે સરોજે દ્વાર બંધ કર્યાં, ને એકલી પ્રભુ ચિંતવન કરતી, ઘાયલ યુવાનની ચિકિત્સા જોતી આખી રાત્રિ તેણે ખુરસીપર પસાર કરી.

——:o:——

## પ્રકરણ આઠમું.

"પતિ ને દેશકાજ, સ્વર્ગના પથે જતી,
એવી સન્નારીઓના, પ્રતાપે હિન્દની ચડતી હતી."



નિશાદેવીનું સામ્રાજ્ય પુરૂં થયું. અરૂણોદય થતાં ઉષાદેવીએ આકાશમાં રંગ બેરંગી સાથીયા પુર્યા. પખીઓનો કલરવ શરૂ થયો, મોટરોના બેસુરા અવાજો સભળાવા લાગ્યા, લોકોની પગરવ શરૂ થતાં રમેશચન્દ્રની આંખો ઉઘડી ગઈ. તેનો માનસિક ભય સરોજના પ્રભાવે નાશ પામ્યો હતો. સરોજને પોતાના ખંડમાં નહિ જોવાથી તેને ચિન્તા થવા લાગી. તેનામાં ઉઠવાની શક્તિ ન હોવાથી તેણે ક્ષીણ સ્વરે બુમ પાડી "સરોજ, વ્હાલી સરોજ," છતાં તેનો પ્રતિઉત્તર નહિ મળ વાથી તેનું મન વધારે ચિન્તાતુર થયું. તે ઘસણી કરી અદરના ખંડમાં આવ્યો ને ત્યાંનું દૃશ્ય જોઇ આભોજ બની ગયો.

સરોજ ખુરશીપર બેઠેલી નિદ્રાધિન થએલ છે, તેના કપડાં લોહીથી તરબોળ બનેલાં છે, પાસે કોઇ યુવક પથારીમાં પડેલો છે, તેનાં લુગડાં પણ લોહીથી રંગાએલાં છે, આ જોતાં તેના બિમાર મગજમાં અનેક વિચારો પસાર થઇ ગયા. પછી તેણે

સરોજની પાસે જઈ સરોજને જગાડી પુછ્યું "સરોજ આ શું? આ કોણ છે? આ બધું શું છે!"

સરોજે આંખો ચોળતાં કહ્યું "વ્હાલા શાન્ત થાવ, ચાલો આપની પથારીમાં, હું આપને સર્વ કહું છું." રમેશચન્દ્ર સરોજની મદદથી પાછો પોતાની પથારીમાં આવી બેઠો. સરોજે રાત્રિનો સર્વ બનાવ રમેશચન્દ્રને સવિસ્તાર કહી બતાવ્યો.

રમેશચન્દ્રને સરોજની આવી ઉદાર લાગણી માટે અનહદ માન ઉપજ્યું ને સરોજનો હાથ પોતાના હાથમાં લેતાં કહ્યું, "વ્હાલી સરોજ, તું મારા રંક ઘરની પારસમણી છે, ખરેખર તું કોઇ શ્રાપિત દેવકન્યા છે, બાકી મારા રંકનાં એવાં શાં પુન્ય કે તારા જેવી મહાદેવીનો હું પતિ થાઉં?"

સરોજ—"પ્રાણેશ, મારી ખોટી પ્રસંશા કરી, સુરલોકની અવગણના ના કરો. હું તો એક શુદ્ર પ્રાણી, આપના ચરણોની ઉપાસી છું, મારા પ્રભુ તો આપ છો, આપના ચરણોમાં મને સ્થાન મળે, આપનો સદાએ આવો મારાપર પ્રેમ રહે એજ મારા જીવનની શોભા છે."

રમેશચન્દ્રથી હવે વધારે ન બોલાયું, સરોજની સુશીલતાએ તેને આગળ બોલતો અટકાવી દીધો. સરોજ ઉઠી અંદરના રૂમમાં ચાલી આવી.

ઘવાએલ યુવાન હજુ ઉંઘતો હતો, પણ તેની પ્રકૃતિ સંતોષકારક હતી એટલે સરોજને ચિન્તા જેવું નો'તું. સરોજ

પોતાના ઘરકામથી પરવારી પાછી તે યુવાનની પથારી પાસે આવી બેઠી. તેજ પળે યુવાને આંખો ઉઘાડી સરોજ સામે એકી-ટસે જોવું શરૂ કર્યું.

સરોજ–"ભાઇ આપના માટે ગરમ દુધ તૈયાર કીધું છે, જરા લ્યો તો સારૂં."

યુવાને તુટતા શબ્દોમાં જવાબ આપ્યો, "સાંજના, આ, લઇશ."

સરોજે ફરી પુછયું–"ભાઇ આપનું નામ?"

યુવાને મહામહેનતે જવાબ આપ્યો "મધુકર;"ને આટલું બોલી પછી તે યુવાને આંખો મીંચી દીધી. સરોજ મનમાં સમજી ગઈ કે તેને બોલાવવાથી દુ:ખ થાય છે એટલે તેને વધુ ન બોલાવતાં સુવા દઇ પોતે પોતાના ઘરકામમાં લાગી.

જોતજોતામાં દિવસો વહી જાય છે. આજે નવિન ભાસતું કાલે નકામું ભાસે છે. વખત સરિતાના પુરની માફક વહે છે. કાળ હમેશાં નવાં નવાં સ્વરૂપો ધારણ કરે છે. એક બાજુ તે હસાવે છે, બીજી બાજુ તે રડાવે છે. તેના ખેલો મોટા મહા-ત્માઓ અને સુરગણો પણ સમજી શકતા નથી તો પછી પામર મનુષ્ય જાતનું શું ગજું? કૃષ્ણ પરમાત્મા અને રામચન્દ્રજી જેવા અવતારી જનો પણ કાળની ગતીને આધીન થયાં, નવ-ગ્રહને બંધનમાં રાખનાર રાવણ સરખા પણ રણમાં રોળાયા. કાળનું ચક્ર સર્વને માથે એક સરખું ભમ્યા કરે છે. કાળ એક

બાજુ લગ્નનાં ગીતો ગવરાવે છે અને બીજી બાજુ મૃત્યુની પોકો સંભળાવે છે ત્યારે ઘડીભર માટે મનુષ્યના હૃદયમાં સ્મશાન વૈરાગ્ય આવી જતાં તેને પ્રભુની ખરી પ્રભુતાનું ભાન થાય છે. પણ પાછો જીવ માયાના પાશમાં સપડાતાં સર્વ તે ભુલી જાય છે. આવી રીતે મનુષ્યજીવન ધન, તૃષ્ણાને માયાની મોહિનીમાં પુરૂં થાય છે, ને છેવટના મૃત્યુકાળે પોતાના જીવનની ભુલો સમજાય છે ત્યારે તેને અનહદ પશ્ચાતાપ થાય છે ને આખરે દેહપિંજરમાં પુરતું જીવન પંખેરૂં ઉડી જાય છે. મરતાં પહેલાં પોતે રડી બીજાને રડાવી જાય છે.

મધુકરના હૃદયમાં આજે કાળની અદ્ભુત ગતિ માયાનાં બંધનો મનુષ્ય જીવનને કેમ કચડી નાંખે છે તેનું તુમુલ યુદ્ધ જામ્યું હતું, ને તે વિચારે તેનું મગજ ભ્રમિત બન્યું હતું. તેનો ઘા સાધ્વી સરોજની ચાકરીથી લગભગ રૂઝાઇ ગયો હતો. તે હવે સરોજની રૂમમાં હરવા ફરવાને શક્તિમાન થયો હતો. સરોજને તે પોતાની સગી બ્હેન સમાન ગણી તેની સાથે વાતો કરતો, છતાં હજુ તેણે સરોજ કે રમેશચન્દ્રને પોતાની ઓળખાણ આપી નો'તી. તેમજ પોતે કેમ ઘવાયો, કોણે ઘાયલ કર્યો વિગેરે જણાવ્યું નો'તું.

સરોજ તથા રમેશચન્દ્ર તે વિષય જ્યારે ઉપાડતાં ત્યારે તે એટલુંજ કહેતો કે "તે કહેવાનો હજુ વખત આવ્યો નથી, વખત આવે હું આપને મારી સર્વ ભેદી બિના જણાવીશ. હાલ તો તમોએ મારી જીંદગી બચાવી છે તે માટે હું તમારો

જન્મભરનો રૂણી છું. તમારા પવિત્ર ઘરમાં મારૂં હૃદય બદલાયુ છે ને મારા આત્માના અવાજને હું ઓળખતાં શીખ્યો છું; એટલે તમારૂં મારાપર ડબલ રૂણ છે. આટલું કહેતાં તેની આંખોમાંથી અશ્રુ પડતાં, આથી સરોજ તથા રમેશચન્દ્ર પોતાનો આગ્રહ છોડી દેતાં, ને મધુકર તરફ સ્નેહાળ નયને નિહાળી પોતાના અતિથીને કોઇ રીતે ઓછું ના આવે તેની સદા કાળજી રાખતાં હતાં.

રમેશચન્દ્રની તબીયત પણ હવે સુધરી ગઇ હતી. સરોજના સૌભાગ્યનો હવે ઉદય થયો હતો. સાધ્વી સરોજની પતિભક્તિથી વિધીના લેખો બદલાયા હતા. સ્નેહાળ દંપતી કંગાળ હાલતમાં સાથે બેસી એકબીજાનાં હર્ષઆંસુ લુછતાં હતાં.

જ્યારે સરોજ રેંટીયો કાંતતી, ત્યારે રમેશચન્દ્ર તેને પુણીયો બનાવી આપતો. દરરોજ કાંત્યા બાદ સરોજ રામાયણ વાંચતી ત્યારે રમેશચન્દ્ર આનંદથી તે સાંભળતો હતો.

હમેશના નિયમ પ્રમાણે સરોજ આજે રામાયણનો ઉત્તર-કાંડ વિભાગ વાંચી રહી હતી. "પ્રજાજનના મહેણાથી જ્યારે રામચન્દ્રજીએ સગર્ભા સીતાજીને ભરજંગલમાં લક્ષ્મણજી સાથે મોકલાવ્યાં, ત્યારે સીતાજી આક્રંદ કરવા લાગ્યાં, જે આક્રંદ સાંભળી વનનાં પશુપક્ષીઓ પણ રડવા લાગ્યાં." આ કરૂણા-જનક પ્રસંગનું વાંચન કરતાં સરોજનું હૈયું ભરાઇ આવ્યું. તે વાંચતાં અટકી પડી ત્યારે રમેશચન્દ્રે તેને પ્રેમથી બાથમાં



"તેણે ફુટ પાથપર પડેલા યુવાનનું માથું
પોતાના ખોળામાં લીધું."

પૃષ્ઠ ૪૨.

લેતાં કહ્યું "વ્હાલી, તારૂં હૈયું ઘણું કોમળ છે, તારાથી તે વાંચી નહિં શકાય, લાવ તે હું વાંચુ."

સરોજ—"વ્હાલા, શુ પ્રભુ રામચન્દ્રજીનું હૈયું આવું કઠણ હશે કે કવિશ્રી વાલ્મીકિની આ અદ્‍ભૂત કલ્પનાયુક્ત ભાવના હશે? જગતવંદનિય સાધ્વી સીતાએ પતિસંગે ચૌદ વર્ષ સુધી વનનાં કષ્ટો સહન કરી, પોતાની જાતને અગ્નિમાં હોમી, સ્રીધર્મની મહત્વતા આખા જગતને સમજાવી, પ્રભુ રામચન્દ્રજીની શંકા દૂર કરી, છતાં અવતારી પ્રભુ શ્રીરામ ખોટી રીતે એક પ્રજાજનના કથનપર ધ્યાન આપી સીતામાતાનો ત્યાગ કરે એ બનેજ કેમ? શું પ્રજાજનની શંકા દૂર કરવા પત્નીધર્મનું ખોટી રીતે બળિદાન દેવાય ને તેપણ જગતવંદનિય શ્રીરામચન્દ્રજીને હાથે? વ્હાલા, ઉત્તરકાંડના આ લખાણનું રહસ્ય તો કંઇ જુદુંજ હોવુ જોઇએ."

રમેશચન્દ્ર—"વ્હાલી, રામાયણનો અલૌકિક ગ્રંથ આર્ય ધર્મની વિભુતીઓથી ભરપુર છે. તેમાં આર્ય જીવનની દિવ્ય રૂપરેખાઓ કવિશ્રી વાલ્મિકીએ દોરેલી છે, તેનું ઉંડુ રહસ્ય સમજવાને ઘણા સાક્ષરરત્નો, વિદ્વાનો અને કવિઓ તેની પાછળ અધ્યાપી સુધી મથી રહ્યા છે, છતાં તેનું સંપૂર્ણ રહસ્ય ભાગ્યેજ કોઇ સમજી શકવાને શક્તિમાન થયા હશે. દરેક જનો રામાયણની વિદ્વતા ભરેલી વસ્તુ સંકેલ્પનાઓને જુદા જુદા રૂપે વર્ણવે છે. રામાયણ એ આર્ય ધર્મની જીવન જ્યોતિ છે; અવતારી દેવાંશી

જનોના ચારિત્રો ને તેમના સમગ્ર જીવનની વિભુતીઓ, એ આપણા જેવા પામર મનુષ્યોના સાંકડા ધર્મથી નિરાળીજ વસ્તુ છે, તે ધર્મનાં સ્વપ્નો પણ આપણા જેવા પામરોને આવવાં કઠણ છે, પછી આપણે તો તેવા વિશ્વવંદનિય અવતારી મહાત્મનોના આદર્શોનેજ વધાવી લઈ આપણા જીવનમાં ઉતારવા જોઇએ."

સરોજ—"વ્હાલા આપનુ કથન અક્ષરે અક્ષર સત્ય છે. આપણે પામર જીવો એવી કઇ યોગતાપર તે મુર્તિમંત મહાત્મનોના ચારિત્રપર શંકાશીલ નજરે જોઇ શકીએ?"

રમેશચન્દ્ર કંઇ આગળ બોલવા જાય તે પહેલાં તો સરોજ ઉઠી વિમળાના રૂમમાં ચાલી ગઇ. રમેશચન્દ્ર પ્રેમાળ પત્નીના સંસ્કારી જ્ઞાનની મનમાં પ્રસંશા કરતો પથારીમાં આડો પડ્યો.

સરોજ પાછી વિમળાને બોલાવી પોતાની રૂમમાં આવી, ને સરોજે ધીમેથી વિમળાને કહ્યું, "બ્હેન વિમળા, આજે મારે બજારમાં જઈ કેટલોક ઘર સામાન લાવવાનો છે, તેમજ દૂધવાળા ભૈયાને દૂધના પૈસા પણ ચુકવવાના છે, ત્યારે મારી પાસે માત્ર આ પાંચની નોટ છે; એથી મારો વિચાર એમ થાય છે કે, જો આ મારૂં કાંતેલુ સુતર કોઈ ખાદી ભંડારવાળાને આપી આવું તો તેના આશરે બે રૂપીયા બીજા આવે. બ્હેન, તું મારી સ્થિતી તો જાણે છે." સરોજે દયામણે ચહેરે પોતાની ગરીબાઇનું દૃશ્ય રજુ કર્યું.

વિમળા–"બ્હેન, તે બધુંએ ખરૂં, પણ વારે ઘડીએ સ્ત્રી જાતથી બંજારમાં કેમ જવાય? માટે તે મને આપ, હું આવતા રવિવારે તેને વેચાવવાનો બંદોબસ્ત કરી આપીશ."

સરોજ–"બ્હેન વિમળા, તું સાવ ભોળી છે, તું આવતા રવિવારની વાત કરે છે: પણ જો તે આજ ના વેચાય તો, મધુકરભાઇ માટે રાતના દૂધ લેવું પણ મુશ્કેલ છે. બ્હેન મારી સ્થિતી એક ગરીબ મજુરણ કરતાં પણ ભુંડી છે; છતાં આ વાત હજુ સુધી મેં તેમને બિમારીના કારણે જણાવી નથી." સરોજે લાચાર બની પોતાની આબરૂ ખુલ્લી કરી, આંખમાંથી અશ્રુ સાર્યાં.

મધુકર જે બાજુના ખંડમાં બેસી આ વાત સાંભળતો હતો તેણે એકદમ બહાર આવી કહ્યું "સરોજ બ્હેન તમારે સુતર વેચવા જવાની જરૂર નથી, તમારો ધર્મનો ભાઇ આજે તે સુતર ખરીદવા ઇચ્છે છે, ને પોતાની ભગિનીના હાથથી કંતાએલા સુતરનાં કપડાં બનાવરાવી પહેરવા ઇન્તેજાર છે, કહો, આપ તે ઇચ્છા પૂર્ણ કરશો?"

સરોજ–"મારાં એવાં ક્યાંથી સદ્ભાગ્ય કે મારા કાંતેલા સુતરના કપડાં આપજ પહેરો, લ્યો આ મારૂં સુતર."

મધુકરે હસતા મુખે તે હાથમાં લઇ પુછ્યું "સરોજ બ્હેન, આની શું કિંમત આપું?"

. સરોજે હસી–"માડી જાયો વીર પોતાની સગી બ્હેનને આપે તે શુદ્ધ પ્રેમ."

મધુકર–તે તો મેં પ્રથમથીજ આપ્યો છે.

સરોજ—તો તે સિવાય હું બીજું કાંઈ લેવા ઇચ્છતી નથી.

મધુકર—"મારી જીવનદાતા બ્હેન, આજે હું તારી પાસેથી મારા ઘરે જવાની રજા માગું છું. તારૂં રૂણ મારાથી કોઇ કાળે વળે તેમ નથી, છતાં ફુલ નહિ તો ફુલની પાંખડીરૂપે હું અદા કરીશ ત્યારેજ મારા જીવને શાન્તિ થશે, વધુમાં આવતી કાલે મારી તને પુરી પિછાણ થશે; તું આજથી ત્રીજે દિવસે તારા ભાઇને આ સુતરનાં કપડાં પહેરાવવા આવજે, ને સાથે મારા વ્હાલા ભાઇ રમેશચન્દ્રને પણ લાવજે. જ્યાં મારી તમને સંપૂર્ણ પિછાન થશે, ને મારૂં આ ભેદી વૃતાંત આપને ત્યાં માલુમ પડશે. બ્હેન, હવે મને શુભ આશીષ સાથે રજા આપ."

સરોજને મધુકર ભેદી આદમી લાગ્યો. તે પોતાના મન સાથે વિચાર કરવા લાગી, "તે શા માટે આવી વાતો કરતો હશે?" તે શા માટે પોતાના રહેઠાણનું નામ ઠામ છુપાવતો હશે?" આટલું છતાં તે મધુકરને જવા દેવા રાજી નહોતી, તેથી તેણે રમેશચન્દ્રને જગાડી મધુકરની સર્વ વાત કહી, ત્યારે રમેશચન્દ્રે પણ થોડા દિવસ વધુ રહેવા મધુકરને આગ્રહ કર્યો, પણ મધુકરે પોતાનો નિશ્ચય છોડયો નહિ, ત્યારે મધુકરના આગ્રહને માન આપી સરોજે પોતાનો સગોભાઇ પરદેશ જતો હોય તેવી રીતે મધુકરના લલાટે ચાંલ્લો કર્યો, અક્ષત ચોહડયા ને ટૂંક-માંથી નવિન વસ્ત્રો કાઢી આપી મધુકરને તે પહેરવા આપ્યાં ને તે સાથે મધુકરે જે સુતરની માગણી કરી હતી તે પણ પેક

કરી બાંધી આપ્યું. છુટાં પડતાં રમેશચન્દ્ર તથા મધુકર ભાતૃ-ભાવે ભેટયા. સરોજ, રમેશચન્દ્ર અને વિમળા, મધુકરને નીચે સુધી વળાવવા આવ્યાં. મધુકરે નીચે ઉતરી વિક્ટોરીયા ભાડે કરી પોતાના ધારેલા ઠેકાણે પ્રયાણ કર્યું.

સરોજ મધુકરને વળાવી ઘરમાં આવી, મધુકરના વિયોગે ઘર તેને સુનુ લાગવા માંડયું. આખી રાત્રિ તેને નિદ્રા પણ ન આવી, છતાં પોતાના દુ:ખની કલ્પના રમેશચન્દ્રને થવા ના દીધી. પ્રાતઃકાળે વ્હેલી ઉઠી નિત્યનિયમ કરી, રસોઇ બનાવી રમેશચન્દ્રને જમાડી, પોતાનું ઘરકામ પુરૂં કરી, સરોજ રેંટીયો કાંતવા લાગી, ત્યાં એક કદાવર ભૈયો બાબુ રમેશચન્દ્ર નવિન-ચન્દ્રનુ નામ પુછતો આવી લાગ્યો.

રમેશચન્દ્રે ઉભા થઇ—" મારૂં નામ રમેશચન્દ્ર છે, કહો આપ કયાંથી આવો છો?"

ભૈયાએ—"હું વાલકેશ્વરથી, શેઠ મધુકર મદનગોપાળને ત્યાંથી આવું છું." તેમણે આપને આપવા આ પત્ર મારી સાથે મોકલ્યો છે.

આ સાંભળી સરોજે ઉભા થઇ—" મારા ધર્મબન્ધુ મધુ-કરનો પત્ર છે, લાવો, લાવો તે કયાં છે?"

રમેશચન્દ્રે તે પત્ર લઇ સરોજના હાથમાં મુકયો. સરોજે તે પત્ર ફોડતાં કહ્યું—" જુવો ઉપર લખ્યું છે કે બ્હેન સરોજને પ્હોંચે." રમેશચન્દ્ર આથી હરખ્યો. સરોજે ફોડેલો પત્ર વાંચવા માંડયો.

મુંબઈ, તા. ૨-૧૦-૧૯૨૧,
સરલાભુવન, વાલકેશ્વર.

**વ્હાલી બ્હેન સરોજ,—**

"તારા સુતરની કિંમત બદલ ફુલ નહિં તો ફુલની પાંખડીરૂપે માત્ર એક લાખ રૂપીઆનો ચેક, તારો રૂણી ભાઇ આ સાથે મોકલે છે, તે સ્વીકારી તારા ભાઇને મળવા, ને તેનું ભેદીજીવન જાણવા આવતી કાલે મારા ભાઇ રમેશચન્દ્રને સાથે લઇ ઉપરના સરનામે આવવા તૈયાર થજે. મારી મોટર ત્રણ વાગે તમને તેડવા તમારે ત્યાં આવશે, એજ વિનંતી."

લી૦ તારો રૂણી ભાઇ,
મધુકર.

સરોજ તથા રમેશચન્દ્ર પત્ર વાંચી આભાંજ બની ગયાં. પત્ર ફરી ફરી વાંચ્યો, કવરમાંથી લાખનો ચેક કાઢી લઇ ભૈયાને પત્ર મળ્યાની સહી કરી આપતાં રમેશે કહ્યું "શેઠને કહેજે કે આવતી કાલે મોટર મોકલે, અમો જરૂર આવીશું." ભૈયો અચ્છા સાહબ કહી રજા લઇ ચાલતો થયો.

ભૈયાના ગયા કેડે સરોજે ફરી પત્ર વાંચી કહ્યું–"વ્હાલા, મધુકર ભાઇની ઉદારતાએ તો અવધી કરી, પણ મારો વિચાર આવતી કાલે તેમની પાસે જઇ આ ચેક પાછો આપવાનો છે. સુતરના બ્હાને તે મારી સેવાનો બદલો આ પ્રમાણે આપે પણ આપણાથી તે લઇ શકાય નહિ. મેં કાંઈ તેમની સેવા સ્વાર્થભાવે કરી નો'તી."

રમેશચન્દ્ર–"વ્હાલી તું તો સાવ ભોળી છે, તે ક્યાં તારી સેવાની કિંમત આપે છે? તે તો તારા સુતરની કિંમત આપે છે."

સરોજ–"શું સુતરની કિંમત એક લાખ રૂપીઆ, તમો પણ ઠીક બનાવો છો હોંકે ?"

રમેશચન્દ્રે સરોજના મધુરા ગાલપર ચુંબન લેતાં કહ્યું– " તારૂં સુતર તેને ઘણું ગમ્યું હશે ?"

સરોજ–" ભલે તમે ગમે તેમ હાંસી કરો, પણ મારો વિચાર તો આવતી કાલે આ ચેક પાછો આપવાનો છે."

રમેશચન્દ્ર–" ભોળી સરોજ, તારી સેવાની આવી અનુપમ કદર કરી એક લાખનો ચેક આપનાર આવો ઇસમ દુનિયામાં ફરી તને મળશે નહિ."

સરોજે હસી–" વ્હાલા ભુલોછો, રેંટીયો કાંતી પોતાનું મહા મહેનતે પોષણ મેળવવા છતાં, ધર્મ ખાતર એક લાખની ગંજાવર રકમ લેવાની ના પાડનાર મારા સમું દુનીયામાં કોઇ તેને મળશે નહિ."

રમેશચન્દ્ર–" ધન્ય છે, વ્હાલી, તને લાખો વાર ધન્યછે. તેં મારા રંક ઘરમાં અમરાપુરીનાં દર્શન કરાવ્યાં, તુ પ્રભુની ખરી કૃપાપાત્ર છે, ભલે તારી એમજ ઇચ્છા હોય તો આપણે કાલે જઇશું તેજ વખતે ચેક પાછો આપીશું."

બન્નેએ આખી રાત્રિ આનંદની વાતોમાં પસાર કરી. બીજે દિવસે બપોરના ત્રણ વાગતાં મધુકરની મોટર આવી, ને તેમાં બેસી બન્ને હમેશના ખાદીના પોશાકમાં મધુકરન બંગલે આવ્યાં.

——:o:——

## પ્રકરણ નવમું.

# કરોડાધિપતિ મધુકર.



મધુકરના બંગલાની આગળની બાજુએ એક વિશાળ કંપાઉન્ડ આવેલો હતો તેમાં સુવાસિક ફુલોના વિધવિધ જાતના છોડવાઓ શોભી રહ્યા હતા. બંગલામાં દાખલ થતાં પ્રથમ એક સુન્દર લોખંડનો દરવાજો નજરે પડતો હતો, તેનીપર મુકવામાં આવેલો સુશોભિત અમેરીકન ટાવર તેની શોભામાં ઘણોજ વધારો કરતો હતો. બંગલાના કંપાઉન્ડના મધ્ય સ્થળના રસ્તામાં ઇટાલીની સુન્દર લાદી જડવામાં આવી હતી. તે રસ્તાની બન્ને બાજુએ દ્રાક્ષના સુન્દર માંડવાઓ બનાવવામાં આવ્યા હતા. બંગલાનો આકાર ભવ્ય અને રોનકદાર હતો, તેના દ્વાર આગળ મારબલના નાજુક બે સિંહો ઉભા રાખવામાં આવ્યા હતા.

સરોજ તથા રમેશચન્દ્ર બંગલાની અનુપમ કારીગરી જોઇ ચકિત થઇ ગયાં, ને તેમને મન ખાત્રી થઇ કે મધુકર કોઇ સાધારણ વ્યક્તિ નથી પણ મોટા મોટા શ્રીમંતોના પાણી ઉતરાવે તેમ છે. તેઓ વિચાર કરતાં મધુકરના દિવાનખાના આગળ આવ્યાં. ભૈયાએ તેમના આવ્યાની ખબર મધુકરને આપી,

એટલે તે સામો આવી પોતાની જીવનદાતા બ્હેનને ભેટી પડયો. સર્વ સાથે દિવાનખાનામાં દાખલ થયાં.

દિવાનખાનામાં અપ-ટુ-ડેટ પેરીસની સ્ટાઇલનું ફરનીચર ગોઠવવામાં આવેલું હતું, હાથીદાંતની ફ્રેમથી મઢેલા ભવ્ય કુદરતી સિનોના, ને રાજારજવાડાના ફોટા ટાંગવામાં આવ્યા હતા. દિવાનખાનાના મધ્ય વિભાગમાં, ચાંદીની ફ્રેમમાં મખમલની બૉર્ડર મુકી મઢેલો એક યુવતિનો ફોટો જોનારના મનનું પ્રથમ આકર્ષણ કરતો હતો. દિવાનખાનાની લંબાઇ આશરે સો ફુટની ને પહોળાઇ આશરે પચાસ ફુટની હતી, એટલે દિવાનખાનું એક નાનકડા સ્ટેટના દરબારની હરિફાઇ કરી શકે તેવું હતું. દિવાનખાનાના મધ્ય ભાગમાં બાહોશ કારીગરના હાથે બનેલું એક વિશાળ ટેબલ મુકવામાં આવ્યું હતું. તેની આજુબાજુ સીશમના લાકડાની બનાવેલી પચાસ સુન્દર ખુરશીઓ પડી હતી. તે ખુરશીઓના મધ્ય વિભાગમાં મયુરની કળાના આકારની ઉંચી બેઠકવાળી એક દાંતની ખુરશી શોભી રહી હતી; જેની કારીગરી જોતાં જોનારની આંખો તેનાપર ઠરી જતી, ને બારિકાઇથી તેનું નિરિક્ષણ કરવાનું મન થઇ જતું હતુ. વધુમાં ટેબલપર પડેલો ચાંદીનો ખડીયો, હોલ્ડર મુકવાનું સોનાનું સ્ટેન્ડ, વિધવિધ જાતના અમેરીકન સ્ટાઇલના ફરનીચરો, મધુકરની અતુલ વૈભવત્તાનાં ચિન્હો તરીકે દૃષ્ટિગોચર થતાં હતાં.

મધુકરે પોતાને બેસવાની હાથીદાંતની ખુરશીપર રમેશચન્દ્રને ઘણા આગ્રહપૂર્વક બેસાડયો. સરોજ અને મધુકર તેની

સામે ટેબલપર હાથ ટેકાવી બેઠાં. સરોજ મધુકરની સાહ્યબી જોઇ ચકિત થઇ ગઇ. તેના મગજમાં મધુકરની પૂર્વની સ્થિતી તરી આવી, ઘાયલ થઇ રસ્તામાં પડેલો મધુકર, ઘામાંથી વહેતા લોહીના ધોધ, તેના વિષે મનમાં થઇ આવેલી શંકાઓ, સર્વ યાદ આવ્યાથી તે ધારી ધારી મધુકરને જોવા લાગી. આજનો મધુકર તેને જુદાજ રૂપે ભાસ્યો. આવા શ્રીમંતના બારણે પણ પોતે ક્યાંથી ? આ સૌ ઇશ્વરની મહેરબાનીનો પ્રતાપ એવા તર્કવિતર્ક સરોજના મનમાં આવવા લાગ્યા.

મધુકરે સરોજની તે વિચારમાળા તોડતાં પુછ્યું, "બ્હેન સરોજ, તારા સુતરની કિંમત તો મળીને ?"

સરોજે તરતજ પોતાની ચોળીના ખીસામાંથી લાખનો ચેક બહાર કાઢી મધુકરના હાથમાં મુકતાં કહ્યું, "લ્યો ભાઇ માફ કરો, આવી ગજાવર લાખની રકમ અમારા જેવા ગરીબને ના ખપે. આપની આટલી બધી ઉદારતાને પાત્ર હજુ અમે થયાં નથી."

મધુકર—"એટલે શુ ? મેં આપને આ ચેક સમજ્યા વગર મોકલી આપ્યો છે એમજને ?"

સરોજ—"ભાઇ, મારૂં કહેવું તેવું નથી. આપની જીંદગી પ્રભુએ બચાવી તે માટે આપણે તે પરમ કૃપાળુનો જેટલો આભાર માનીએ તેટલો ઓછોજ છે. હું અને તમે તો નિમિત્ત

માત્ર છીએ. આજે જે લોકો તે માલીકની મહેરબાની પૂર્વજન્મના કર્માનુસાર મેળવી શક્યા નથી, ને જેઓ દુઃખ અને દરિદ્રતામાં રિબાયા કરે છે તે દુઃખીયાઓનાં દુઃખો નિવારવામાં, તેમની ગરીબાઇનાં ઉષ્ણ આંસુ લુછવામાં, ને તેમની નિર્મળ દુવાઓ લેવામાં તેનો ઉપયોગ કરો, જેથી આપની આવી ભવિષ્યની આફતો પણ નિર્વિઘ્ને તે પરમકૃપાળુ દુર કરે."

મધુકરને સરોજના વિચારો સ્તુત્ય લાગ્યા છતાં તેની વધુ કસોટી કરવાના હેતુથી કહ્યું "હું નથી સમજતો કે તું આવી ફિલૅાસૅાફિ ચલાવી શું કહેવા માગે છે?"

સરોજ—"ભાઇ, તમે સમજ્યા છતાં ન સમજ્યા જેવી વાત કરો છો. ત્યારે સાંભળો. હું આપને ખુલ્લા શબ્દોમાં કહુ છું કે મેં આપની જે સેવા બજાવેલી તે નિઃસ્વાર્થ ભાવે, મારા ધર્મને અનુસરીને, તેમાં મને જરાએ સ્વાર્થ કે લાભની વાસના પણ નો'તી. હવે હું આપનો ચેક લઉં તો ઈશ્વરની નજરમાં બે રીતે ગુન્હેગાર બનું. એક તો નિઃસ્વાર્થ ભાવે બજાવેલી ધાર્મિક ફરજ વેચવા માટે, ને બીજી રીતે આવી ગંજાવર રકમ હજારોનું ભલું કરી શકે તે અટકાવી, ઉછીની શ્રીમંતાઇ લઇ ગરીબોની ઉન્નતી-પર કાપ મુકવા માટે, પ્રભુ મારા આ બે ગુન્હા માફ પણ ના કરે."

આ સાંભળી મધુકર સરોજની તિવ્ર બુદ્ધિપર, તેના સંસ્કારી જ્ઞાન ને અપૂર્વ દયાથી ભરેલા તેના હૃદયના ખજાનાપર

મુગ્ધ બની બોલ્યો "સરોજ, ધન્ય છે તારી જનેતાને, તેણે તારા જેવા સ્ત્રીરત્નનો જન્મ આપી પોતાની કુખ શોભાવી છે. જે જ્ઞાન આજે મોટા કહેવાતા ધર્મગુરૂઓ પાસેથી નથી મળી શકતું, જે દયા ધર્મ મોટા ધર્મવેત્તાઓ પોતાના આચરણમાં નથી બતાવી શકતા તે તુ તારી દિન દશામાં તારા કર્મપ્રભાવે બતાવી શકી છે. વેપાર ધધા કરી હું આ કરોડાધિપતિની સાહ્યબીનો માલીક થઈ શકયો, આખા યુરોપ ને હિન્દુસ્તાનની મુસાફરી કરી દુનિયામાં યથાશક્તિ નામના મેળવી શકયો, જ્યારે તું ઘરના ખુણે રહી ગરીબાઇમાં રે ટીયો કાંતી જે મેળવી શકી, તે અંતરઆત્માની પિછાણ, જે ઇશ્વરી આજ્ઞાનુ ફરમાન કરી, મનને અનીતિના રસ્તે જતુ રોકી, દિવ્ય જ્ઞાન પ્રાપ્ત કરાવી, પ્રભુના દર્શન કરાવે છે, તે હું આટલી સાહ્યબીથી પણ મેળવી ના શકયો; જેના વિના આટલી સંપતી છતાં મારૂ જીવન મને અફળ ગયું લાગે છે."

સરોજ—"ભાઇ હજુ પણ પ્રભુપર પ્રેમ કરો, તે દયાળુ છે, તમારી મનોકામના જરૂર સિદ્ધ કરશે."

મધુકર—"તમો મારા બદલ કંઇ અભિપ્રાય આપો તે પહેલાં મારા ભેદી જીવનની કર્મકથા સાંભળો." આટલું કહેતાં મધુકરની આંખમાંથી અશ્રુનાં બે ટીપાં સરી પડ્યાં, આથી રમેશચન્દ્ર તથા સરોજ આશ્ચર્ય પામ્યાં. મધુકરે પોતાની કર્મકથા શરૂ કરી.

——:o:——

## પ્રકરણ દશમું.

# મધુકરના ભેદી જીવનનો વૃતાંત.



મારી કર્મકથા બહુ વિચિત્ર છે. હુ ઘાયલ કેમ થયો, ને તમારે ત્યાં પંદર દિવસ મ્હેમાન રહ્યા છતાં મારી તપાસ કેમ કોઇએ કરી નહિં, તે સર્વ પ્રસંગોથી તમને જરૂર નવાઈ લાગી હશે; તેમજ આપને હું તે વખતે ભેદી વ્યક્તિ લાગ્યો હઇશ, પણ મારો વિચાર તે વખતે આ ભેદ રાખી આપના હૃદયની કસોટી કરવાનો હતો. ઈશ્વરકૃપાએ તમો તે કસોટીમાં પાર ઉતર્યાં છો, ને પ્રભુએ આપનું શુભ મીલન સુળીનો પ્રસંગ સોયથી ટાળી દીધું, તે માટે આપણે સર્વ તે જગતનિયંતાના આભારી છીએ. હવે હું આપને મારા જીવનના કેટલાક પ્રસંગો કહીશ.

"મારા વડીલોનું મુળ વતન અમૃતસરમાં હતું, પણ પાછળથી વેપાર અર્થે મુંબઈની જાહોજલાલીની શરૂઆતમાં અત્રે આવી વસેલા, તેથી મુંબઇ અમારી જન્મભૂમિ સ્થાન થઇ પડ્યું. મારા પિતાજીએ મુબઇમાં સસ્તા ભાવે ઘણા મકાનો ખરીદેલાં ને પાછળથી તેની કિંમત વધતાં વીશ લાખની જાગીરની કિંમત ત્રણ ગણી થઈ ગઇ. જ્યારે મારા પિતાશ્રી

મદનગોપાળ મરણ પામ્યા ત્યારે તેની કિંમત ફકત વીશ લાખની અંકાતી હતી. તેમના મરણ પછી વહિવટ મારી પાસે આવતાં મેં વેપાર અર્થે યુરોપની તેમજ દુનિયાના બીજા પ્રખ્યાત દેશોની મુસાફરી કરી આવ્યા બાદ, મુબઇમાં કેટલાંક જીન અને કાચ તથા રંગનાં કારખાનાં કાઢી મારો વેપાર ઘણો વધાર્યો. એવામાં લડાઇ જાગતાં, રૂ, કાચ અને રંગના ભાવ ઘણા વધી જતાં મને ઘણો સારો નફો થયો. મારી મીલકતની ગણત્રી કરોડ ઉપરાંત થવા લાગી. તે વખતે મારો ભાગ્યરવિ મધ્યાન્હ કાળે પુર બહારમાં તપતો હતો. મનુષ્યના ભાગ્યમાં હમેશાં સુખના દિવસ હોતા નથી. ચડતી પડતીના ચક્રરો સૌના શિરે આવ્યાં કરે છે, તે કુદરતી નિયમાનુસાર, અચાનક મારી જીવન સહચરી સરલા જેનાં પુન્યવંતાં પગલાંએ, તેની ઇશ્વર પ્રત્યેની અખંડ ભક્તિએ મારૂં ગૃહરાજ્ય, લક્ષ્મી દેવીના સિંહાસને પુર બહારમાં હતું તે તેના એક દિવસના અકાળ મૃત્યુથી સુના સ્મશાન સમાન થઇ પડયું.

મારે તે મહાદેવીથી કંઇ સંતતી થઇ નો’તી એટલે મારૂં જીવન સુન્ય નિરાશામય બની ગયું. મારી પ્રિયતમાના અવસાનના કારી ઘાએ મારૂં હૃદય વિંધાયું, વૈરાગ ઉત્પન્ન થયો, ને દિલ સદા તેની મધુરી મુર્તિ જે સામે ચાંદીની ફ્રેમમાં જડેલી છે તેની ઝંખના કરવા લાગ્યું. તેના વિયોગે મેં અશ્રુ પાડી પાંચ વર્ષ ગાળી નાખ્યાં, છતાં તેના વિયોગનો કારમો ઘા રૂઝાયો

નહિં. ધીરે ધીરે મારૂં ચિત્ત વેપારમાંથી ઉઠી ગયું. કારખાનાં વેચી નાખ્યાં, નુકશાની પણ ઘણી ગઇ છતાં વ્હાલી સરલાના વિયોગમાં મેં તેની પરવા કરી નહિ.

સ્નેહી મિત્રો સમજાવી થાક્યા, ઘણાઓએ મને ફરી પરણવાનો આગ્રહ પણ કર્યો, છતાં મારી વ્હાલી સરલાનો પ્રેમ, તેની મધુરી મુર્તિ મારાથી ભુલી શકાય તેમ નો'તી. આખરે સર્વેએ કંટાળી એ વાત પડતી મુકી. હું મારા દુઃખના દિવસો વિરક્ત મને ગાળવા લાગ્યો, આથી મારૂં શરીર પણ નબળું પડવા લાગ્યું.

મારા મિત્રોને મારી તબીયતની ચિન્તા લાગવાથી તેઓ હવે પોતાની હાજરી મારે ત્યાં રાખી મને ખુશી કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. મારા મિત્રોના આગ્રહથી હું આન દભુવન ક્લબનો મેમ્બર થયો. ક્લબના મેમ્બરો મારી શ્રીમંતાઇપર વારી જતા, ને મને અનહદ માન આપતા હતા. ઘણી વખતે તેઓ હરેક પ્રકારનાં બ્હાનાં બતાવી પોતાનાં ખીસાં તર કરવા તૈયાર થઇ જતા હતા. મારી પડતીના દિવસોએ તેમની મિત્રતામાં વધારો કર્યો. તેઓ મારી માનસિક નબળાઇનો લાભ લઇ મારી તંદુરસ્તી સુધારવા દવાને બ્હાને મનુષ્યજીવનનો સંહારક મદિરા પણ આપવા લાગ્યા. હું માદક વસ્તુઓના પ્રભાવે ખોટી ખુમારીમાં તેમની હાજીહા કરવા લાગ્યો, ને દિવસે દિવસે તેમના પાસા પોબાર પડવા લાગ્યા. મારી ક્લબના ખાસ મિત્રો, જેઓને હું તે વખતે મારા પ્રાણ સમાન

સમજતો હતો, તે પૈકીમાંનો એક ખોજો નામે મહેરઅલી કમરૂ-દીન હતો ને બીજો હિન્દુ ભાટીયો નામે દયાળ, રૂ બજારનો મોટો દલાલ હતો. બન્ને સારા કુટુંબના ફરજંદ હતા છતાં, સટ્ટા અને મદિરાપાનની આદતમાં ફસાએલા હોવાથી, દિવસે વેપારી ને રાતના સફેદ ઠગ બની જતા. તેમની જીભમાં સાકર હતી. તેઓ ભલભલાને પોતાની જાળમાં ફસાવી તેનો શિકાર કરી સરખે ભાગે ધન વહેંચી લેતા હતા. આ સર્વ પ્રપંચ જાળની ખબર મને ઘાયલ થયાના દિવસેજ પડી હતી.

એક દિવસે દયાળે મારી પાસે આવી કહ્યુ "દોસ્ત આજે એક મારા મિત્રને ત્યાં લગ્નની પાર્ટી છે. તેણે આપને મારી સાથે તેને ત્યાં આવવાનો ઘણો આગ્રહ કર્યો છે, ને તેણે એટલે સુધી કહેવડાવ્યું છે કે "જો મધુકર શેઠ મારા જેવા રંકના આમંત્રણને માન આપી પધારશે તો હું મારા ધન્ય ભાગ્ય સમજીશ. તેમની મ્હેમાની કરવામાં કમીના નહિ રાખુ."

હું તે લુચ્ચા દયાળના શબ્દોની મોહિનીમાં ફસાયો. મને તેના મિત્રની લાગણીએ ભુલાવ્યો, પછી મેં કહ્યું "દયાળ જ્યારે તારા મિત્રનો આટલો બધો આગ્રહ છે તો હું જરૂર આવીશ પણ આપણી સાથે મહેરઅલી આવશે તોજ."

દયાળ–"તે માટે આપ બેફીકર રહો, મહેરઅલીને જરૂર હું બોલાવી લાવીશ, પણ હા, એક વાત તો આપને કહેવાની સાવ ભુલીજ ગયો."

મેં પુછ્યું–" તે વળી શું ?"

દયાળ–" આપ ઘરે તો એમજ કહેજો કે મારે આવતી કાલે પુનાની રેસમાં જવાનું છે."

મેં પુછ્યું–" કારણ ?"

દયાળ–" લગ્ન પ્રસંગ હોવાથી તે આપને બે દિન વધુએ રોકે. તેના માયાળુ સ્વભાવને આપ હજુ પિછાનતા નથી."

તે વખતે હું પિણાની ધુનમાં હોવાથી, તેના કહેવા પ્રમાણે સર્વ કબુલ કરી ગયો.

રાત્રિના નવના ટકોરા થતાં હું તથા દયાળ બન્ને મોટરમાં બેસી ગિરગામ બેકરોડના લત્તાપર આવેલા એક મકાન આગળ આવી પ્હોંચતાં, દયાળે મોટર ઉભી રખાવી કહ્યું, "આ મારા મિત્રનું ઘર." અમો બન્ને નીચે ઉતરી પડયા, ને મેં ડ્રાઇવરને મોટર પાછી ઘરે લઇ જવા ફરમાવ્યું, તે મુજબ તે બિચારો ચિઠ્ઠીનો ચાકર મોટર લઇ ચાલ્યો ગયો. દયાળે હસતાં હસતાં કહ્યું, " જુવો લગ્નની કેવી ધમાલ જામી રહી છે ?" અમો બન્ને વાતો કરતા મકાનમાં દાખલ થયા.



## પ્રકરણ અગીઆરમું.

# લગ્ન મંડપ કે શયતાની જાળ.



મ કાનના પાછળના ભાગમાં કોઇ નાયકાના ગાનતાનનો અવાજ આવતો હતો. સતાર, સારંગીના સુર મેળવી તબલાની ધમાલમાં ગાનાર નાયકાનાં ગાનની કેટલીક લાઇનો દાદરપર ચડતાં નીચે મુજબ મારા કાને પડીઃ—

"રાત કયસે કટે મોરી, તુમ બિન કનૈયા;
વાયદા ચિતાએ, તુમ ન આયે;
સુના પલગ ઓર સુની મેરી સૈયા—રાત કયસે૦

મને લાગ્યું કે આ લગ્નની મહેફીલમાં ભેગા થએલાઓ માટે નાચગાન થઇ રહ્યું હશે. જે દાદરપર ચડી હું અંદરના ખંડમાં દાખલ થવા ગયો, તે દાદર ચડતાંજ મારૂં અંગ ફરકવા લાગ્યું, છતાં તેની દરકાર ના કરતાં, દયાળ સાથે જે ખંડમાં ગાનતાન ચાલતુ હતું ત્યાં ચાલી આવ્યો.

ત્યાં એક નાયકા નખરાં કરી ગાતી હતી. તેની બાજુમાં સાજ વગાડનારા સાગરીતો ઉભા ઉભા પોતાનું કામ બજાવી ડોકું ધુણાવી રહ્યા હતા. બિછાવેલા ગાદી તકીયાપર મહેરઅલી અને તેની બાજુમાં એક પારસી અને મારવાડી બેઠેલા હતા.

મહેરઅલીએ ઉઠી મારી સાથે હાથ મીલાવી પોતાનો હર્ષ જાહેર કર્યો. નાયકાએ ગાતાં ગાતાં સલામ કરી. હું ઢાળેલા તકીયાપર બેઠો ને મનમાં સમજી ગયો કે, આ દયાળના મિત્રનું ઘર નહિ પણ એક વેશ્યાસદન છે. આથી મેં દયાળને પુછ્યુ "ક્યાં છે તારો મિત્ર? મારે તેને મળવાની ખાસ જરૂર છે."

દયાળે હસી મહેરઅલીને બતાવી કહ્યું "શું આ મારો મિત્ર નથી, ત્યારે શુ તે મારો દુશ્મન છે?"

દયાળના વિચિત્ર જવાબથી મને ઘણો ક્રોધ ચડયો, મારી આંખો ક્રોધાગ્નિથી લાલ થઇ ગઇ. મેં વાઘની માફક તાડુકી કહ્યું "વિશ્વાસઘાતી, મિત્રદ્રોહી, શુ દોસ્તના લેબાશમાં દુશ્મનની ગરજ સારે છે?"

પછી દયાળ ભવાં ચડાવી છાકટાની માફક બોલ્યો "દોસ્ત તારો નહિ પણ તારા પૈસાનો."

દયાળનો આ જવાબ સાંભળી મારી છાતી ધડકવા લાગી, મને ખાતરી થઇ કે જરૂર શયતાનોની પ્રપંચ જાળમાં આજે મારી જીંદગી જોખમમાં છે.

પછી હું કોઇ પણ યુક્તિથી નાસી છુટવાની બારી શોધવા લાગ્યો, ને મેં ચાલાકીથી જવાબ આપ્યો, "ભલે તમે મારા પૈસાના દોસ્ત હો, પણ હું તો તમને ખરા જીગરથી ચાહુ છું. મેં હરેક વખતે તમારી ઈચ્છાને માન આપ્યું છે તો આજે

મને મારા ઘરે જવાની રજા આપો. તમારૂં નામ દયાળ તથા મહેરઅલી છે તો તમો મારા પ્રત્યે દયા અને મહેરબાની જરૂર બતાવશો."

મારી આજીજી સાંભળી ગાન ગાતી નાયકા જેનું નામ રોશનઆરા હતું તે ખડખડ બુલંદ અવાજે હસી પડી. મને આથી ઘણી નવાઇ ઉપજી ને તે મારી હૃદયવ્યથા સમજી કહેવા લાગી "શેઠજી, આપ જેને દયાળ કહી બોલાવો છો તેનું ખરૂં નામ તો શ્યામલાલ છે. વળી આપ જેને મહેરઅલી કહી બોલાવો છો તેનું ખરૂં નામ મહોબતખાન છે, માટે આપે દયા કે મહેરબાનીની આશા રાખવી ફોકટ છે."

મને તે વખતે સમજાયું કે દયાળ અને મહેરઅલી બન્ને શરીફ બદમાશો છે. તેમણે આવી રીતે મારા જેવા કેટલાય વિશ્વાસુઓની જીંદગી ફના કીધી હશે. આવા પિશાચોની સોનેરી જાળમાંથી છુટવું એ મને તે વખતે નવો જન્મ પામવા જેવું લાગ્યું, છતાં આવા સ્થળે હિમ્મત ખોવી એ મોતને હાથે કરી આમત્રણ આપવા જેવું છે, એવો મેં મન સાથે વિચાર કરી કહ્યું "ઓ સાધુ વેશમાં છુપાએલા શયતાનો, મારી સાથે આવો દગો રમી તમો કયો લાભ મેળવવા ઇચ્છોછો?"

દયાળે ખડખડાટ હસી—"બીજા શાનો વળી, રૂપીઆનો."

મેં કહ્યું "મારી પાસે આ રૂપીઆ સોની નોટ શિવાય બીજું કંઇ નથી," મેં આટલું કહી ખીસામાંથી નોટ કાઢી

જોરથી ફેંકી તે રોશનઆરા પાસે જઈ પડી. રોશનઆરાએ તે લઈ પોતાની ચોળીના ખીસામાં નાંખી દીધી.

મહેરઅલી તરતજ આ જોઇ બોલી ઉઠયો "દયાળ આતો આપણને ભીખારી સમજેછે કે શું? તે જાણતો નથી કે આવી નોટો તો દરરોજ અમારી પાસેથી શરાબીની લ્હાણીમાં ચાલી જાય છે."

દયાળ—"તેની હું તેને હમણાંજ ખબર પાડું છું," આટલું કહી દયાળે ખીસામાંથી એક ધારદાર છુરી કાઢી મારા-પર ઉગામી. મહેરઅલી પણ મારી સામે છાતી કાઢી ઉભો. પેલા મારવાડી અને પારસીએ પોતાના બનાવટી પોશાક કાઢી નાંખી, પઠાણના પોશાકમાં મારી પાછળ ઉભા રહ્યા. આ જોઇ મારી છાતી ધડકવા લાગી, આંખે અંધારાં આવી ગયાં, મારામાંથી બોલવાની શક્તિ પણ જતી રહી.

રોશનઆરાના સાગરીતો ક્યારનાએ ચાલ્યા ગયા હતા. તે અદ્યાપી પર્યંત મારી સામે ટગર ટગર જોયા કરતી હતી.

દયાળે ભયંકર અવાજે—"મધુકર, જો તારે તારી જીંદગી બચાવવી હોય તો તારે અમને એક લાખ રૂપીઆનો બેરરનો ચેક લખી આપવો પડશે, ને તેના પૈસા જ્યાંસુધી અમને ના મળી જાય ત્યાંસુધી તારે અમારા કેદી તરીકે અત્રે રહેવું પડશે; બોલ શું વિચાર છે?"

મેં—"પણ અત્યારે મારી પાસે ચેક બુક નથી."

મહેરઅલીએ હસી ખીસામાંથી ચેક બુક કાઢી કહ્યું "લે જો આ શું છે?"

મેં હાથમાં લઇ તે ચેક બુક તપાસી તો તે મારી માલુમ પડી. મારી ચેક બુક આ બદમાશોના હાથમાં ક્યાંથી આવી, તેની મને સમજણ પડી નહિ. તેને હું ખાસ મારા ઓવરકોટના અંદરના ખીસામાં રાખતો હતો, છતાં આ ચોરી કેવી રીતે થઇ તેના માટે હું પળભર વિચારમાં પડયો; ત્યાં તો દયાળે ધાંટો પાડી વિચિત્ર અવાજે કહ્યું "હવે વિચાર શાનો કરે છે? ચેક બુક તો મેંજ તારા ઓવરકોટના ખીસામાંથી દિન પંદર પહેલાં કાઢી લીધી હતી ને તેની બદલ તેવીજ બનાવટી બીજી ચેક બુક મુકી હતી."

આ સાંભળી મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. આવા બદમાશોને જીંદગી બચાવવાની લાલચે લાખ રૂપીયાની ગંજાવર રકમ આપવી ને બીજાં હજારો ખુન કરાવવાના ધંધાને ઉત્તેજન આપવું એ બન્ને સરખું લાગતાં મેં ચેક બુક મારા ખીસામાં ઘાલી કહ્યું "હું આપને એક દમડી પણ આપવા રાજી નથી, ભલે, ચાહો તો મને મારી નાંખો."

આ સાંભળી દયાળનો મીજાસ હાથથી ગયો. તેણે મને જોરથી એક થપડાક મારી. હું ચક્કર ખાઇ રોશનઆરા ઉભી હતી ત્યાં જઇને પડયો.

પછી મેં પણ મરવાના નિશ્ચયપર આવી જઇ કહ્યું "ઓ નિર્દય રાક્ષસો, ભલે તમારી કાતિલ છુરી મારા લોહીથી રંગો, હવે મને મારા પ્રાણની પરવા નથી."

મહેરઅલીએ ફરી મને પકડયો, દયાળે છુરી મારા પેટપર ધરી કહ્યું "બસ, હા કે નાનો જવાબ આપ? નહિતર આ કાતિલ છુરી એકજ પળમાં તારો પ્રાણ લેશે. તું દુનિયામાંથી હતો ન હતો થઇ જઇશ."

હું કાંઇ પણ ઉત્તર આપું તે પહેલાં રોશનઆરા બોલી ઉઠી "દયાળ હું તને હુકમ કરૂં છું કે આ કામમાંથી તું હાથ ઉઠાવ."

દયાળ—"કારણ?"

રોશનઆરા—"તું જાણે તો છે કે આ શ્રીમંત શેઠ કોઇ સાધારણ વ્યક્તિ નથી, તેની જીંદગી તારા મારા જેવાં પાપી મનુષ્યો કરતાં વધારે કિંમતી છે, માટે હું તેમને પાછા સહીસલામત ઘરે પહોંચાડવા ઇચ્છું છું."

દયાળ—"તારી ઇચ્છાની અત્રે પરવા કોણ કરે છે? તું ગમે તેવી આખરે તો વેશ્યાજ ને!"

રોશનઆરા—"તેથી શું થઇ ગયું? તારા જેવા વેશધારી દગાબાજ નરપિશાચ કસાઈ કરતાં તો વધારે સારી છું."

મહેરઅલી—"તારા જેવી બજારૂ રાંડો અમારાપર હુકમ કરશે તો નેવનાં પાણી મોભે ચડશે."

રોશનઆરા —"તેમજ થશે ને તું હાથ ચોળી રહેશે."

મહેરઅલી—"યાદ રાખ રોશનઆરા, તું આજે એક શરીફ બદમાશના શિકારપર નજર કરે છે."

રોશનઆરાએ ખીજાએલી વાઘણ માફક ત્રાડ પાડી કહ્યું "તું શરીફ બદમાશ છે તો હું શરીફ બદમાશને પેદા કરવાવાળી તેની જનેતા છું."

મહેરઅલીએ દયાળના હાથમાંથી છુરી ઝુટાવી રોશનઆરા તરફ ધસી કહ્યું "મરદની બચ્ચી, બતાવ તારૂં પાણી!"

પછી રોશનઆરાએ સાનથી મને પોતાની પાછળ ઉભા રહેવાનું કહ્યુ તે પ્રમાણે તેની પાસે જઇ ઉભો રહ્યો. તેની તે વખતની મર્દાનગીભરી હિમ્મત ને મારા તરફ જીવના જોખમે બતાવેલી સહાનુભૂતિ હુ મારા જીવનપર્યંત ભુલી શકું તેમ નથી. પછી તેણે રાડ પાડી કહ્યું "નામર્દો હોંશીયાર, જુવો તમારી આંખમાં ધુળ નાંખી તમારા શિકારને લઇ જાઉં છું."

આટલું કહી તેણે વિજળીની ઝડપે પોતાની કમ્મરમાં છુપાવેલી રિવોલ્વર બહાર કાઢી, મહેરઅલીના પગપર ફેર કર્યો. મહેરઅલી ઘાયલ થઇ નીચે પડતાં, રોશનઆરાએ મને કહ્યું "તમો મારી સાથે બેધડક ચાલ્યા આવો," આટલું કહી તેણી



"નામર્દો હોંશીયાર! જુવો તમારી આંખમાં ધુળ નાંખી તમારા શિકારને લઈ જાઉં છું".

પૃષ્ટ ૧૫૨.

પાછલા પગે નિસરણી સુધી આવી, મને તાકીદે મકાન બહાર ચાલ્યા જવાનું ફરમાવ્યું ને તે બદમાશો સામે પોતાની રિવોલ્વર તાકીને ઉભી રહી.

હું નિસરણી ઉતરી તે મકાનની બહાર આવ્યો ને વિચાર કરવા લાગ્યો, "એક રાંડજાત પણ કેટલી બુદ્ધિશાળી, કેટલી પરોપકારી, કજાતે જાત બની મને જીવતદાન આપ્યું તો મારે તેને બદમાશોના પંજામાંથી છોડાવ્યા શિવાય ઘરે ચાલ્યા જવું એ મહા અધર્મ ગણાય," આવો વિચાર મનમાં આવતાં હું ફુટપાથપર ઉભો રહી, પોલીસને મદદ માટે બોલાવવા ચોમેર નજર ફેરવવા લાગ્યો, ત્યાં પાછળથી મારી પીઠપર કારમો ઘા થયો. હું પટકાઈ ફુટપાથરીપર પડયો ને જોયું તો મારી પીઠપર ઘા કરનાર તેજ પઠાણ હતો જેને મેં પહેલી મુલાકાતે પારસીના વેશમાં જોયો હતો. ગારાથી તેજ પળે મદદ માટે કારમી ચિશ નખાઇ ગઇ ને હું બેભાન થઇ પડયો. પછીનો સઘળો હેવાલ તો આપ જાણો છો." મધુકરે પોતાની કર્મકથા પુરી કરતાં કહ્યું.



## પ્રકરણ બારમું.

# રોશનઆરા કે લલિતા?



મધુકરના જીવનની અદ્‌ભૂત ઘટના સાંભળી સરોજનું હૈયું ભરાઈ આવ્યું. સરોજ તે બહાદુર વારાંગનાની હિમ્મતપર ખુબ ખુશી થઇ ને મધુકરના માટે રોશનઆરાના જીવનની સમાપ્તિ તે બદમાશોના હાથે થઇ હશે એમ માની લઇ મધુકરને કહ્યું, "જરૂર તે બહાદુર વારાંગના આપની જીંદગી બચાવી તે બદમાશોનો શિકાર થઇ પડી હશે."

મધુકર બોલ્યો, "નહિ, પ્રભુએ તે દિલાવર નાયકાને જીવતી રાખી છે ને તેની મેં આજેજ તપાસ કરી તેને અત્રે બોલાવી છે."

આટલું કહી મધુકરે ટેબલપરનો ઇલેકટ્રીક બેલ દાબ્યો કે તરતજ સૈયો હાજર થયો. મધુકરે સૈયાને બાજુના ખંડમાં બેઠેલી રોશનઆરાને પોતાની પાસે મોકલવા ફરમાવ્યું.

રોશનઆરા આજે ખાદીના પહેરવેશમાં સાધ્વી સન્નારી બની આવી હતી. તેનો હસમુખો ગુલાબી ચહેરો, માથાના કાળા નાગણ જેવા કેશ ને ખાદીનો સુંદર પહેરવેશ જોતાં આજે કોઇ તેને નાયકા કહી શકે તેમ નો'તું.

તેણે આવી સરોજ તથા રમેશચન્દ્રને પ્રણામ કરી તેમનાથી કેટલેક છેટે બેસી એકીટસે સરલાદેવીના ફોટા તરફ જોયા કીધું.

સરોજ તેની આવી સભ્યતાભરી વર્તણુંકપર ઘણીજ ખુશી થઇ ને તેનો હાથ ઝાલી ત્યાંથી ઉઠાડી પોતાની પાસે બેસાડી તેની સાથે પ્રેમથી વાતો કરવા લાગી.

ભૈયાએ આવી ટેબલપર ચાર મસાલાદાર દૂધના પ્યાલા તથા કેટલીક મેવાથી ભરેલી રકાબીઓ અને ફુલના હારતોરાથી ભરેલો એક ચાંદીનો તાટ વિગેરે ગોઠવી દીધાં. પછી સર્વેએ સાથે બેસી તેને ઈન્સાફ આપ્યા બાદ, મધુકરે સરોજ તથા રમેશ-ચન્દ્રને ફુલના હાર કેટલીક આનાકાની બાદ પહેરાવ્યા.

રોશનઆરાએ મધુકરના હાથે હાર પહેરવાની ના પાડતાં કહ્યું, "આપના પવિત્ર હાથે હું હાર પહેરવાને લાયક નથી, કદાચ આપ આગ્રહ કરી પહેરાવશો તો લોકો આપની પાછળ નિન્દા કરશે, માટે આપની નિન્દા થાય તેવું જોવા હું ઇચ્છતી નથી."

મધુકર–"ભલે, દુનિયા ગમે તેમ કહે, મને તો ફક્ત ઇશ્વરનીજ પરવા છે માટે હઠ કરી મારા દિલને નારાજ ન કર."

મધુકરના આગ્રહ આગળ રોશનઆરાએ લાચાર બની હાર પહેર્યો. પછી મધુકરે સર્વેને મુખવાસ આપ્યો. સર્વેનાં હૃદય આનંદમાં ડોલવા લાગ્યાં.

ભૈયાએ ફરી દાખલ થઈ ખાદીનાં કેટલાંક કપડાં ટેબલ-પર મુક્યાં.

મધુકર–"ભાઇ રમેશ, જો તમારો મારાપર નિર્મળ પ્રેમ હોય તો હું કહું તે આપ માન્ય કરશો એવું મને અભય વચન આપો."

રમેશચન્દ્ર–"જ્યાં આપના પ્રેમમાં અમારૂં જીવનધન કુરબાન છે ત્યાં વચનની શું વિશેષ કિમ્મત છે? છતાં આપની તેવીજ ઇચ્છા હોય તો અમો ઇશ્વરસાક્ષીએ આપની ધર્મયુક્ત આજ્ઞાનું પ્રતિપાલન કરવા બંધાઇએ છીએ."

મધુકર–"જો એમજ હોય તો સાંભળો. મારી પ્રથમ માગણી એ છે કે આપે આ લાખનો ચેક સ્વીકારી આપને યોગ્ય લાગે તે માર્ગે વાપરી મને આપના ઋણમાંથી મુક્ત કરવો; મારી બીજી માગણી એ છે કે આપે મારી અખુટ દોલતનો ઉપયોગ હિન્દુસ્તાનની કોઇપણ રીતે અલૌકિક માર્ગે ઉન્નતિ થાય તેવી રીતે મારી પ્રેમાળ પત્ની સરલાદેવીના સ્મારકરૂપે કરવો. બોલો! આપ મને તે કાર્યમાં સહાનુભૂતિ આપશો?"

રમેશચન્દ્ર–"અમારાં એવાં સદ્‌ભાગ્ય ક્યાંથી કે આપ જેવા શ્રીમાનના છત્ર નીચે આ દેશની સેવા કરવાનું સદ્-ભાગ્ય અમને પ્રાપ્ત થાય, છતાં આપના પ્રશ્નનો નિર્ણય કરવા આપશ્રી થોડો વખત આપો તો તેનો વિચાર સંપૂર્ણ રીતે કરી શકાય."

મધુકર–"ભલે આપની તેવી ઈચ્છા હોય તો આપ પાસેના ડ્રૉઈંગ રૂમમાં બેસી સુખે વિચાર કરો."

સરોજ તથા રમેશચન્દ્ર મધુકરના ડ્રૉઈંગ રૂમમાં ચાલ્યાં ગયાં. તેમના ગયા કેડે મધુકરે રોશનઆરાને ઉદ્દેશી કહ્યું "તારી બહાદુરીનું ઇનામ હું તને શું આપી શકું, છતાં લે આ પચાસ હજારનો ચેક; હવેથી નીતિના રસ્તે ચાલી સુખી થજે."

રોશનઆરા–"મને હવે પૈસા સુખી કરી શકે તેમ નથી, છતાં હું આપની ભેટને માથે ચડાવી આપને તે પાછી આપું છું. હું હવે મારૂં બાકીનું જીવન કોઈ તિર્થક્ષેત્રમાં જઇ પ્રભુભજન કરી પુરૂં કરવા માગુ છું. આપ આ પૈસાનો ઉપયોગ હિન્દુસ્તાનની અનાથ વિધવાઓના દુઃખો ટાળવામાં, પેટના પોષણખાતર તેમના શિયળનાં થતાં લીલામ અટકાવવામાં કરજો, ને તે માટે આ પૈસાનો એક વિધવાશ્રમ બંધાવી તેના દરવાજાપર આ પ્રમાણે મુદ્રાલેખ કોતરાવજો:—"

— શએર —

"ઉચ્ચ જ્ઞાતિની લલિતા, બાળલગ્ને વિધવા બની;
કુટુંબીજનના ત્રાસ સેવી, ભુખના દુઃખથી વેશ્યા થઇ.
નામ રોશન રાખીને, લીલામ શિયળનું કર્યું;
શ્રીમાન્ મધુકરના દર્શને, રોશનતણું મનડું ફર્યું.
તેની નિશાની મુકી આ, દુનિયા તજી હું જાઉં છું;
વિધવાતણા દુઃખોની યાદી, સૌને આપી જાઉં છું."

મધુકરે આશ્ચર્ય પામી પુછ્યું, "શું તું. હિન્દુ જ્ઞાતિની લલના છે? હાય, હિન્દુ સંસાર? આ તારા કેવા હાલ? ઓ હિન્દુ સંસારની કુસુમ કળી, શું તું આ જગતમાં બાળલગ્નના પ્રભાવે ખીલ્યા પહેલાંજ કરમાઇ ગઈ! શું તું સસારરૂપી ક્ષેત્રમાંથી ઉખડી જઇ કીચડમાં સમાઇ ગઇ? શું તારી જીવન જ્યોતિ કુમાર્ગના અગ્નિમાં બળી ભસ્મિભૂત થઇ ગઇ?"

રોશનઆરા—"હા, જેવા વિધીના લેખ." રોશનઆરાની આંખમાંથી અશ્રુની ધારાઓ ચાલવા માંડી.

થોડીવારે સરોજ તથા રમેશચન્દ્ર ડ્રૉઈંગ રૂમમાંથી પાછાં આવ્યાં ત્યાં રોશનઆરાને રડતી જોઇ બન્ને ઘણી નવાઇ પામ્યાં.

મધુકરે રોશનઆરાની બધી વાત કહી, તેનો મુદ્રાલેખ વાંચી બતાવ્યો, ત્યારે સરોજને રોશનઆરા માટે ઘણું લાગી આવ્યું. તેણે પ્રેમથી રોશનઆરાને હૃદય સાથે ચાંપી આશ્વાસન આપ્યુ.

મધુકરે રોશનઆરાને તેના કહેવા મુજબ એક લાખ રૂપીઆનો વિધવાશ્રમ બાંધવાનું વચન આપી તેના ઉપકારનું રૂણ અદા કર્યું. પછી રોશનઆરાએ મધુકર પાસેથી જવાની રજા માગી ત્યારે મધુકરે પુછ્યું "ફરી તારો મેલાપ?"

રોશનઆરા—"અસંભવીત."

આથી મધુકરનું હૈયું ભરાઇ આવ્યું. તેણે ગળગળા થઈ જઇ કહ્યું, "ત્યારે હું તને જવા દેનાર નથી."

રોશનઆરા–"ભાઇ, હૈયું કઠણ કરી મને રજા આપો. વ્યર્થ અશ્રુ સારવાથી શું ફાયદો છે? આ અભાગીના પદભ્રષ્ટ જીવનપર આપનાં અણમોલ આંસુ ના શોભે. જેને સમાજે તજી, જેને ઇશ્વરે તજી તેને તજતાં આપ શાને દુઃખ ધરો છો? હિન્દુ-સંસારની ક્રુરતાએ મારી ચિતાના બદલે કબર ચણાશે, ને એકજ ભુલના પ્રતાપે આ દેહપર ફુલડાં ચડશે ને પાછળ અશ્રુ પણ કોઇનાં પડશે નહિ."

મધુકર–"બ્હેન, હવે તું ગઈ ગુજરી ભુલી જા. સાચા પ્રેમથી તારા પાપના નિવારણ માટે પ્રભુની ભક્તિ કર. પ્રભુ સર્વ સારૂંજ કરશે. વળી હું તને આ વીંટી આપું છું તે તું તારી મુશ્કેલીના વખતમાં મોકલાવજે. હું તારા દુઃખમાં આવી મારાથી બનતી મદદ તને કરીશ."

સરોજે મધુકરના હાથમાંથી વીંટી લઈ રોશનઆરાની આંગળીએ પહેરાવી, તેનો હાથ પ્રેમથી ચુમી હસતાં હસતાં કહ્યુ "બ્હેન, મારી પણ તારી પાસે એક માગણી છે."

રોશનઆરા–"બ્હેન, ખુશીથી કહે."

સરોજ–"તું જે પ્રભુની આરાધના કરવા જાય છે તે પ્રભુની પ્રભુતાનું તારા કોકીલ કંઠે એક મધુરૂં ગાન સાંભળવાની મારી ઈચ્છા છે."

રમેશચન્દ્ર–"સાથે મારી પણ તેવીજ ઇચ્છા છે."

રોશનઆરા—" તો ભલે ઘણીજ ખુશીથી."

મધુકરે ભૈયાને બોલાવી, સરલા દેવીના વખતની સારંગી મંગાવી રોશનઆરાને આપી. રોશનઆરાએ સુર મેળવી આલાપ સાથે પ્રભુભજન શરૂ કર્યું:—

રાગ—બાગેશ્રી.

તુંહિ નિરંજન નિરાકાર,
વિકળ જનનો તું આધાર—તુંહિ.
વંદુ પ્રેમે, ચરણો ચુમું;
પતિત પાવિનિ તારે શરણ—તુંહિ.
અધમ ઉદ્ધારણ, નામ તુમારો;
નારી નોંધારી તારે શરણ—તુંહિ.

રોશનઆરાએ ભજન પુરૂં કરી સારંગી ટેબલપર મુકી દીધી. અશ્રુભરી આંખે સર્વને પ્રણામ કરી તે ચાલી નીકળી. બધાએ પ્રેમભરી આંખે દિગઃમુઢ બની જોયા કીધું, પણ કોઇ-નાથી એક અક્ષર પણ બોલાયો નહિ.



## પ્રકરણ તેરમું.

## રમેશચન્દ્રની યોજના.



રોશનઆરાના ગયા કેડે મધુકરે સરોજને કહ્યું, "બ્હેન, તારાં હાથથી કંતાએલાં સુતરનાં કપડાં તારી સામે પડયાં છે, તે તું તારા પવિત્ર હાથે પહેરાવી તારા આ ભાઇને વધુ રૂણી બનાવ."

સરોજે મલકાતે મુખડે ટેબલપરથી કપડાં લઇ મધુકરને પહેરાવ્યાં.

પછી મધુકરે કહ્યું "હું હવે મારી સર્વ સંપતી દેશસેવામાં અર્પી, આ અસાર સંસારની મોહમાયા ત્યાગી એકાન્તમાં પ્રભુભજન કરવા ઇચ્છું છું. તમો દંપતી હવેથી અહિંજ રહી આ અથાગ ધનનો વ્યય દેશસેવામાં ને લોકોપયોગી કાર્યમાં કરો ને અલૌકિક રીતે હિન્દની ઉન્નતિ થાય એવો કાર્યક્રમ આપજ બતાવો, જેનો નિર્ણય કરવા તમો દંપતી અડધા કલાક પહેલાં પાસેના ડ્રૉઇંગ રૂમમાં ગયાં હતાં."

રમેશચન્દ્ર–"આપણા દેશની ઉન્નતિ કેમ થાય તેને માટે દેશનેતાઓના ભિન્ન ભિન્ન અભિપ્રાયો છે. કેટલાક દેશની ઉન્નતિ, સાહિત્ય ને કેળવણીના પ્રચારમાં જુવે છે, ત્યારે કેટલાક મૉડરેટો કાઉન્સીલોવાટેજ થશે એવી માન્યતા રાખે છે, ને તે માટે રાત્રિ

દિવસ કાઉન્સીલો સર કરવાની લડત ચલાવી રહ્યા છે. કર્મવીર મહાત્માજીને રેંટીયા અને ખાદીમાંજ હિન્દુસ્તાનનો ઉદ્ધાર સમાએલો જણાય છે, ત્યારે કેટલાક પશ્ચાત સુધારકોને તે સર્વ હાસ્યરૂપ લાગે છે. દરેક નેતાઓ પોતાની સ્વતંત્ર કલ્પના મુજબ હિન્દુસ્તાનની મુક્તિના વિચારો કરી, પોતાની કાર્ય-કુશળતા દુનિયા સમક્ષ કબુલ કરાવવા ઇચ્છે છે. પોતાની માન્યતાને લોકો માન કેમ ન આપે એ વિચારે તેઓ અકળાઇ આખરે દેશના લોકોને ઉશ્કેરી પોતાનો પક્ષ સબળ કરવા ઇચ્છે છે, ને તેનું પરિણામ એ આવે છે કે દેશનાં ગુલામી બંધન દિન પ્રતિદિન વધારે મજબુત બનતા જાય છે.''

મધુકર–"મને આપના વિચાર માન્ય છે. આજે દેશનાયકો પોતાની સ્વતંત્ર કલ્પનાપર સ્વરાજ્યનો પાયો ચણી પોતાના ભિન્ન ભિન્ન વિચારે સત્યશિલ મહાત્માજીના પ્રગતીદર્શક અવાજને બેસુરો બનાવી રહ્યા છે, એ પણ હિન્દુસ્તાનની ગુલામી પ્રજા નરીકેની એક નામોશી છે."

રમેશચન્દ્ર–"તે કલંક હિન્દુસ્તાનની પ્રજા જ્યાંસુધી પશ્ચાત રિવાજોનું અનુકરણ કરે ને જ્યાંસુધી પશ્ચાત પ્રજાની મદદ વગર આપણો ઉદ્ધાર થઈ શકે નહિ, એવી માન્યતા રાખે ત્યાં સુધી કદાપી ધોઇ શકે તેમ નથી. હિન્દની ઉન્નતિ વિષે મારો નમ્ર અંગત અભિપ્રાય તો આ પ્રમાણે છે. જ્યાંસુધી આ દેશને વિદેશની કારીગરીપર નભવું પડે, ત્યાંસુધી હિન્દ કદાપી સ્વતંત્ર ને સુખી થશેજ નહિ."

મધુકર–"એટલે શું આપ એમજ કહેવા માગો છો કે, હિન્દુસ્તાનની ઉન્નતિ હિન્દુસ્તાનની નાશ પામેલી કારીગરીને પુનઃજીવન આપવામાં સમાએલી છે?"

રમેશચન્દ્ર–"બેશક તેમજ, કારણ કે જે હિન્દુસ્તાનની પ્રજાએ લગભગ સૈકાથી પશ્ચાત સુધારા ગ્રહણ કરી વિદેશી પ્રજાઓનાં સુખ સાધનોનો ઉપભોગ કીધો છે, તેનો એકદમ ત્યાગ કરી પુરાણા રીતરિવાજો ગ્રહણ કરે એ વાત મને તો અસંભવિત લાગે છે."

મધુકર–"ત્યારે આપની સલાહ તો એમજ છે કે મારે મારી સંપત્તિ હિન્દુસ્તાનના નાશ પામેલા હુન્નર ઉદ્યોગને સજીવન કરવામાં વાપરવી એમજને?"

સરોજ–હાજી, છતાં અમારી યોજના તો આ પ્રમાણે છેઃ–

## યોજના.

"આપે મુંબઇમાં શ્રીમતી સરલા સ્મારક કલામંદિર એ નામનું એક વિશાળ મકાન, સારી જગ્યામાં કારીગરોની સલાહથી બાંધવું. ત્યારબાદ જાહેર પત્રોદ્વારા આખા હિન્દુસ્તાનમાં જાહેરાત આપવી કે કોઈપણ આ દેશના કારીગરને પોતાનો હુન્નર ઉદ્યોગ વધારવા મદદ જોઇતી હોય તો તેણે આ સંસ્થામાં આવી મળવું: જો આ સંસ્થાને એમ લાગશે કે આ કારીગરની કારીગરીને ઉત્તેજન મળવાથી દેશને સારો લાભ થવાની આશા છે, તો તે કારીગરને મદદ આપી આ સંસ્થા તેની કારીગરીને

જાહેરમાં લાવશે, ને બનેલો માલ પોતે ખરીદી તેનો લાભ દેશને સસ્તી કિંમતે આપવા બનતો પ્રયત્ન કરશે. આ યોજનાથી હિન્દના હજારો કારીગરો પોતાના હુન્નર માટે મદદ મેળવવા આપના કળામંદિરમાં આવશે; જે કારીગરો આજે મદદ વિણ મુંઝાયા કરે છે તેમના જીવનમાં નવચેતન રેડાશે, ને દરરોજ જથુ માલ પેદા થશે. નવી નવી કારીગરી હિન્દને નવજીવન આપી હિન્દની મુકિતનાં દ્વાર ખોલશે. બનેલા માલના વેચાણથી કારીગરોની રોજી જાગશે ને આપની અખુટ સંપતી યાવચ્ચંદ્ર દિવાકરૌ હિન્દનું ગૌરવ વધારશે."

રમેશચન્દ્ર—" ને મારી તો સાથે એ પણ સલાહ છે કે હિન્દુસ્તાનની જરૂરીઆત વસ્તુઓ, જેના વગર હિન્દુસ્તાન એક પણ દિવસ ચલાવી શકે તેમ નથી એવી સોય, દિવાસળી, વગેરે તમામ જાતની વસ્તુઓનાં કારખાનાં મોટા પ્રમાણમાં થવાં જોઇએ; ને તેવી ગુલામીમાંથી પ્રથમ આ દેશે મુક્ત થવું જોઈએ. જ્યારથી હિન્દુસ્તાન દેશે પોતાનો વેપાર ખોયો ત્યારથી તેને ગુલામી દશા પ્રાપ્ત થઇ છે, ને તેની મુક્તિ પણ મારી માન્યતા પ્રમાણે જાપાન જેવી વેપારી પ્રગતીથીજ થશે. આજે આ દેશને પોતાની જરૂરીઆતો પોષવા દુનિયાના બીજા દેશોની ગુલામી કરવી પડે છે, તે વાસ્તવીક રીતે જોતાં હિન્દની અધોગતી સુચવે છે, છતાં ગરીબાઇએ હિન્દવાસીઓના જીવનને અધમ બનાવી દિધાંછે. સૈકાઓથી તેમની આજુબાજુએ વિટળાએલા યુરોપના સંસ્કારોએ આર્યજીવનના ઉચ્ચ આદર્શો ભુલાવી દિધાંછે.

મધુકર–" તેમજ આજે જે મીલો ને કારખાનાં ચાલે છે તે હિન્દુસ્તાનના પ્રાણ પોષક નથી, કારણ કે તે મીલોમાં કે કારખાનામાં દેશની ઉન્નતિ કે કારીગરીનાં જરાએ દર્શન થતાં નથી, તે તો માત્ર હિન્દી ને યુરોપીયન મુડીદારોની મુડી વધારવાનાં યુરોપ પાસેથી ખરીદેલાં યંત્રો છે. તેના માલીકો હમેશાં પોતાના અને શેરહોલ્ડરોના લાભ તરફ ધ્યાન આપી કામ કર્યા કરે છે. તેમને નથી દેશની વધતી જતી ગરીબાઈની પરવા કે નથી તેમના યંત્રમાં જીવન ઘાસનાર તેમના મજુરોની પરવા. પછી તેવી મીલો અને કારખાનાં દેશની ગરીબાઈનું વધતું જતું દર્દ કેમ મટાડી શકે ને દેશમાં કારીગરીની ઉન્નતિ ક્યાંથી થાય?"

સરોજ–" માટે આપ શ્રીમાન અગાડી મારી તો એજ વિનંતી છે કે જો આપ હિન્દુસ્તાનની ઉન્નતિ ચાહતા હો'તો દેશની મૃત્યુ શય્યાપર સુતી કારીગરીને આપ પ્રથમ નવજીવન આપવા ઇચ્છો, ને કળામંદિરની અમે પ્રથમ કહેલી યોજના અમલમાં મુકી, તે સાથે ખાદી અને રેંટીયાને પણ પ્રધાનપદ આપો. વણકર લોકો પાસે સારી અને સસ્તી ખાદી, પ્રજાને પોષાય તેવી તૈયાર કરાવી પ્રજાને જુજ કિંમતે આપવાથી ગરીબ પ્રજા ઘણા આદરથી તે વધાવી લેશે. વળી તે સાથે કળામંદિરથી કેટલેક છેટે બ્હેન રોશનઆરાનો આશ્રમ બાંધવો. ત્યાં અનાથ વિધવાઓને સ્થાન આપી, તેમની પાસે તેમના જીવન પલટાવવા રેંટીયો કંતાવવો, ને તેથી જે સુતરની પેદાશ થાય તે કળામંદિર તેમની પાસેથી ખરીદી લઇ વિધવા આશ્રમને મદદ કરે, ને સાથે

ધાર્મિક શિક્ષણ પણ વિધવા આશ્રમમાં મળે તે માટે ચારિત્રવાન શિક્ષકોની નિમણુંક કરવી. જે યુવાનો દેશસેવા માટે પોતાનું સર્વસ્વ ત્યાગી બહાર પડેલા છે, તેમને રાખી લઇ તેમની પાસે ધાર્મિક શિક્ષણ અપાવવું, જેથી તેમને દેશસેવા કરવાનો લાભ મળે, ને અત્યારે રોજી માટે જે દુ:ખ તેમને વેઠવું પડે છે તે મટી જાય."

મધુકર–"બ્હેન સરોજ, આપના વિચારો સ્તુત્ય છે. મને આપની યોજના સંપૂર્ણ રીતે પસંદ પડી છે. આજથી મારી બધી દોલતનો ઉપયોગ આપની યોજના મુજબ કાર્ય કરી વાપરો. આપને પ્રભુ તે કાર્ય કરવામાં ઉત્સાહ અને શકિત આપે, એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે."

રમેશચંન્દ્ર–" જરૂર તે કૃપાળુ આપણા શુભ કામમાં સહાય થશે ને અમો આજથી આપની છાયાતળે અમારૂં જીવન આપના કળામંદિરદ્વારા દેશસેવા કરવામાં કુરબાન કરીશું ને આજથી અમારૂં આખું જીવન તેમાં વિતાવીશું."

મધુકર–"ધન્ય છે, વિરલ પ્રેમી દંપતી, તમોને લાખો વાર ધન્ય છે. મારા આત્માને તમોએ આજે અનેરો આનંદ આપ્યો છે. લ્યો, આ મારી મીલકતનો વહિવટ કરવાનો સર્વ પાવર મારા સહી સિક્કા સાથે છે તે તમારી પાસે રાખો ને કામની શરૂઆત બનતી તાકીદે કરો; કારણ કામ પુરૂં થએથી મારે કોઇ તીર્થ ક્ષેત્રમાં જઈ આત્મઉન્નતિ માટે યોગાભ્યાસ કરવાનો વિચાર છે."

સરોજ–"આપના એ વિચારને પ્રભુ ચિરસ્થાયી કરે, અમો આવતી કાલથીજ આપના શુભ કામની શરૂઆત કરીશું." ત્યાં ભટે દાખલ થઇ સર્વને જમવાનું આમંત્રણ આપ્યું. સર્વ સાથે રસોડામાં જમવા ચાલ્યાં ગયાં.

પ્રીય વાચક, આપણે ઘણો વખત થયે વસંત–વિહારને વિસારી મુક્યો છે માટે હવે તેની પણ ખબર લઇએ.



## પ્રકરણ ચૌદમું.

# હા, વિષ એજ સુધા.



રાત્રિ પડી ચુકી હતી. આકાશમાં તારલાઓ અનેરી જ્યોતિ ધારણ કરી ચંદ્ર સાથે રમત રમવાની તૈયારીઓ કરી રહ્યા હતા. ચંદ્ર આકાશના મધ્ય સ્થળે પોતાના આસનપર બેસી નિશાદેવીના સાથીઓની મધુરી રમત જોઇ રહ્યો હતો. રત્નાકરની મધુરી છોળો પવનની લહરીઓ સાથે દ્વંદ યુદ્ધ ચલાવી રહી હતી. વાયુ દેવની શિતળ લહરીઓ ચોપાટીપર રહેતા શ્રીમંતોને નિદ્રાદેવીના પારણે ઝુલાવી, સ્વપ્ન સૃષ્ટિમાં ડોલાવી રહી હતી.

આ સુખ મેળવવાને વસંત–વિહારની અધિષ્ઠાત્રી માત્ર ભાગ્યશાળી નો'તી. તેનું જીવન ધન, તેની આંખોનું નુર, આજે લગભગ ત્રણ વર્ષ થયાં પતિના દુરાગ્રહથી યાતો વિધિની કારમી ક્રુરતાથી ઉડી ગયું હતું. સરોજ બુલબુલ જ્યારથી વસંત-વિહારને ત્યાગી ગયું ત્યારથી તેની સ્થિતિ, સારસ વિયોગી સારસી સમાન, પાંખ વગરની પંખીણી સમાન, વાછરડા વિયોગી ગાય સમાન બની ગઇ હતી.

મધ્ય રાત્રિ વીતી ચુકી હતી. રમાકાન્ત પોતાના મિત્રો સાથે નાટક જોવા ગયો હતો. વાસન્તીને સરોજના વિયોગે કેટલાક સમયથી ઘેલછા લાગી હતી. તે હમેશાં સરોજના નામની માળા જપતી હતી. આજે તે એકલી દિવાનખાનામાં છુટા કેશ મુકી સરોજની છબી હાથમાં લઇ મધ્ય રાત્રિ વીત્યા છતાં જાગતી બેઠી હતી.

સરોજની છબીને તે ઘડીકમાં પ્રેમથી ચુંબન કરી છાતી સાથે ચાંપતી, ત્યારે ઘડીકમાં દૂર ફેંકી દઇ, પોતાના કપાળે હાથને અફાળી રડી પડતી હતી. ધીરે ધીરે અવાજ લંબાયો. વાસન્તીએ પોતાનું હૃદય ખોલ્યું. " ઓ વિધી આ તારો કેવો કોપ ? જયારે તારે આવુંજ કરવું હતું તો મને શા માટે તેની માતા બનાવી ? હાય ! મારૂં દુઃખ કોણ સમજી શકે તેમ છે ? હા, તેજ સમજી શકે, જેની સોડમાંથી બળાત્કારે તેના એકના એક બાલુડાને જબરજસ્તીથી છિનવી લેવામાં આવ્યું હોય ! હા, મારૂં દુઃખ તેજ સમજી શકે, જેનાપર વિધિના અણધાર્યા હુમલા થયા હોય ! ક્યાં જાઉં ? શું કરૂં ? બસ, એજ નિશ્ચય, દુઃખીને દિલાસારૂપ કાયમની શાન્તિ દેનારૂં, આ જગતથી થાકેલાઓનું સુધામૃત, બસ, એજ મારે માટે શ્રેયકર છે. ભલે દુનિયા તેને ઝેર કહે હું તેને અમૃત કહીશ, હા, તેણેજ હજારોને કિસ્મતના ભયંકર દાવાનળમાંથી મુક્ત કીધાં છે. ખરેખર, વિષ એજ દુઃખી જીવનની મુક્તધારા છે. આવ, આવ, તું મારૂં સંગી થા, તું મારા

જીવન રથનો સારથિ બન, તારાથીજ મારી તોફાની જીવન નૌકા શાન્ત થશે."

પુત્રી વિયોગે દિવાની બનેલી વાસન્તીએ આટલું બોલી પાસેના કબાટમાંથી ઝેરી ચોળવાની દવા કાઢી તેની પ્યાલી ભરી હાથમાં લઇ ચોમેર ઘુમવા લાગી. રમાકાન્તનો ફોટો જોતાં, રમાકાન્તને હાજર જાણી કહેતી હોય તેવી રીતે રોષ ભરી આંખે ઠપકો આપવા લાગી, "ઓ હઠીલા પ્રાણેશ, તમારા દુરાગ્રહના પ્રતાપે આજે હું દુનિયા તજી જાઉં છું. ઓ નાથ મારા દુઃખે રડશો નહિ, આ હિણભાગીને યાદ કરશો નહિ." આટલું બોલતાં સાધ્વી વાસન્તીનું હૈયું ભરાઇ આવ્યું. સાધ્વી પ્રેમદા રડી પડી, ભગ્ન હૃદયે આંખમાંથી શ્રાવણ ભાદરવો વર્ષાવતી પાસેના ટેબલ પર બેસી જઇ, એક હાથમાં ઝેરની પ્યાલી ઝાલી, બીજા હાથે પોતાના પ્રિયતમને અવસાનપત્ર લખવા લાગી. કાગળ અશ્રુથી ભિંજાઇ ગયો. લખતાં લખતાં હાથ થરથર કંપવા લાગ્યો. વાસન્તીએ વિદ્યુત્ જ્યોતિમાં અશ્રુથી છિંકાતો કાવ્યમાં નીચે મુજબ પત્ર લખી ફરી ફરી તે વાંચવા માંડયો.

અવસાન પત્ર.

"પ્રણામ નાથ મારા, દુનિયા તજી હું જાઉં,"
ધરશો ના દુઃખ પ્યારા, દુનિયા તજી હું જાઉં.



' ઓ હઠીલા પ્રાણેશ તમારા દુરાગ્રહના પ્રતાપે હું દુનિયા
તજી જાઉં છું."

પૃષ્ઠ ૯૦

સાખી

દુઃખથી ભરેલા સંસારમાં, કોઈ કોઈનું છે નહિ;
તેથીજ વિષ વ્હાલું ગણી, તમ પ્યારી પીએ આજે અહિં–પ્રણામ.

છેલ્લી કડી પુરી થતાં ઝેરની પ્યાલી ઉંચકી, પીવાને હોઠે લગાડી ત્યાં રમાકાન્તે છલંગ મારી દોડી આવી ઝેરની પ્યાલી ઝુંટાવી લઇ કહ્યુ, "ઠીક થયું કે હું આજપળે નાટક જોઇ આવી પ્હોંચ્યો નહિતર એક ઘડીના ફેરમાં તું હતી ન હતી થઇ જાત. ક્યાં ગઇ તારી એ સુશીલતા? ક્યાં ગઇ તારી એ વિવેક બુદ્ધિ? વ્હાલી વસન્ત તને આવું ઘોર કર્મ કરવાનું ક્યાંથી સુઝ્યું?

વાસન્તી–"નાથ, મારૂં વ્હાલું બુલબુલ સરોજ જ્યારથી મારી પાસેથી ચાલ્યું ગયું ત્યારથી મારૂં સર્વસ્વ નાશ પામ્યું છે. માત્ર આ કલેવર, તેના વિયોગનાં અશ્રુ પાડવા બાકી રહ્યું છે. નાથ મને જવા દો, ના રોકો, તમારી પ્રતિજ્ઞા તમે સફળ કરો, મને મારી મીઠી કોયલ પાસે જવા દો, તેનાં મધુરાં ગાન સુણવા દો." પુત્રી વિયોગે દિવાની બનેલી વાસન્તીએ અશ્રુનો વરસાદ વર્ષાવ્યો.

રમાકાન્ત–"વ્હાલી શાન્ત થા, મારી શ્રીમંતાઇના ગુમાનમાં લેવાએલી ખોટી હઠે તારૂં જીવન ઝેરમય કીધું છે,

તારી દિવાની હાલત એ મારી મુર્ખતાનુંજ પરિણામ છે. હું તુચ્છ મોટાઇના અભિમાનમાં દેવાંગના સમી મારી આંખની કીકી સરોજને ગુમાવી બેઠો, ને હું મદમાં ભાન ભુલી આજ ત્રણ વર્ષ પર્યંત તેના તરફ બેદરકાર રહ્યો, તેનાજ પરિણામે આજે તારે ઝેર પીવાનો વખત આવ્યો. મારા સર્વ ગુનાહ અક્ષમ્ય છે. વ્હાલી, રડ નહિ, બોલ તને શું થાય છે?"

વાસન્તી–" પ્રાણેશ, નિર્દોષ પંખીણીની પાંખ કાપી પુછો કે તને શું થાય છે? ધાવતા વાછરડાને ગાય પાસેથી ખેંચી લઇ ગાયને પુછો કે, તને શું થાય છે? ગરીબ બકરાને વાઘના મ્હોં આગળ ધરી પુછો કે, તને શું થાય છે?"

રમાકાન્ત–" વ્હાલી, હવે ભૂતકાળની ગઇ ગુજરી ભુલી જા. આવતી કાલે આપણે સરોજના ઘરે જઈ તપાસ કરીશું. અત્યારે રાત્રિ ઘણી વીતી ચુકી છે માટે ચાલ નિરાંતે સુઇ જા." આટલું કહી રમાકાન્ત વાસન્તીને પોતાના શયનગૃહમાં લઇ ગયો.



## પ્રકરણ પંદરમું.

# સ્નેહાળ માતા.



નિ. શાદેવીનું રાજ પુરૂ થતાં, અરૂણદેવની સ્વારી આવી પ્હોંચી. આકાશ સ્વચ્છ અને નિર્મળ બન્યું, ઉષાના દિવ્ય રંગો પુર્વાકાશ મંડપમાં છવાયા, વાયુદેવ શાન્ત પ્રકૃતિ ધારી રત્નાકર સાથે ગેલ કરવા લાગ્યા.

દિવાની વાસન્તી હજુએ પલંગપર પડી અર્ધ નિદ્રામાં સરોજનાં મીઠાં સ્વપ્નો અનુભવી રહી હતી. "સરોજ વસન્ત-વિહારના બગીચામાં પોતાની સાહેલીઓ સાથે મૃદુલાં કુસુમો તોડી પોતાના પાલવમાં ભરે છે, સાહેલીઓ તેની અનુપમ સૌન્દર્યતાનાં વખાણ ખીલેલાં પુષ્પો સાથેકરી તેને ચિડાવે છે. સરોજ રિસાઇ પુષ્પો ફેંકી દે છે તે પુષ્પો વાસન્તી પર પડે છે. વાસન્તી સરોજને આશ્વાસન આપી હૃદય સાથે ચાંપી તેની સાહેલીઓને ઠપકો આપે છે, છતાં યોવનઘેલી સરોજની સાહેલીઓ સરોજને વધુ ચિડાવવા એક સંગીત મુક્ત કંઠે ગાય છેઃ—

"જ્યારે બાળા શરમાય, ત્યારે નવયૌવન ઉભરાય;"
વિચારો ઘડી ઘડી બદલાય, હૈયે કામ ધ્રુનિ સમાય;
પછી સખી સંગે તે રિસાય, ને મનમાં રાજી થાય."

સાહેલીઓનું નવિન તરેહનું સંગીત. સાંભળી સરોજ શરમાઇ નીચું જુવે છે, તે જોઈ સાહેલીઓ વધુ હસે છે, ત્યાં સામેના કેવડાના છોડમાં વાસન્તી સર્પ જુવે છે, ને ગભરાઇ ચીસ પાડી ઉઠે છે. ને નેત્ર ખુલી જતાં ન મળે સરોજ, ન મળે તેની સાહેલીઓ કે ન મળે સર્પ, વાસન્તી આવા વિચિત્ર સ્વપ્નથી દુઃખી થઇ નિશ્વાસ મુકવા લાગી. વાસન્તીની ચીસ સાંભળી ઘરના નોકર ચાકરોએ દોડી આવી વાસન્તીને તેનું કારણ પુછવા માંડયું. પાછળથી રમાકાન્તે આવી, સર્વને રજા આપી, વાસન્તીનું માથું પોતાના ખોળામાં લઇ આશ્વાસન આપતાં પુછ્યું ત્યારે વાસન્તીએ પોતાની સ્વપ્નસૃષ્ટિનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. રમાકાન્તે તેને આશામૃતના બે ઘુંટડા પાઈ તેના ઘવાએલ આત્માને શાન્ત કર્યો, ને મોટર લઇ આવવાનો ભૈયાને હુકમ આપી વાસન્તી સાથે દિવાનખાનામાં આવ્યો.

વાસન્તી નિત્યનિયમ કરી નવિન વસ્ત્રો પહેરી સરોજના ઘરે જવા તૈયાર થઇ. બન્ને મોટરમાં બેસી ગિરગામ બેક રોડ પર આવ્યાં. વાસન્તી પુત્રીને મળવા ઉમંગભર દાદર ચડી ને ઉપર આવી જોયું તો સરોજની રૂમ વાસેલી જોઇ. વાસન્તીનું હૃદય નિરાશાથી ભગ્ન થઇ ગયું. તેની આંખે અંધારાં આવી

ગયાં. તે મુર્છા ખાઇ જમીન પર તુટી પડી. રમાકાન્ત આ દૃશ્ય જોઇ બેબાકળો થઇ ગયો. સરોજની સહચરી વિમળાએ આવી વાસન્તીનુ માથું પોતાના ખોળામાં લઇ પોતાના પાલવ વડે પવન નાંખવો શરૂ કર્યો, ત્યારે મહામહેનતે વાસન્તી શુદ્ધિમાં આવી પલભર માટે નેત્રો ઉઘાડી વિમળા સામે જોઇ પાછાં બંધ કરી દિધાં.

વિમળાએ રમાકાન્ત તથા પાડોસીઓની મદદથી વાસન્તીને ઉંચકી પોતાના દિવાનખાનામાં લાવી તેને પલંગપર સુવાડી. વિમળાનો પતિ વિહારી ડૉકટરને બોલાવી લાવ્યો. ડૉકટરે આવી નાડ તપાસી મગજની નબળાઇનું દર્દ બતાવી, પ્રીસ્ક્રીપશન લખી આપ્યું, ને ફીના રૂપીઆ લઇ ચાલતો થયો.

વાસન્તીએ દવાના ઘેનમાં લગભગ છ કલાક સુધી નિદ્રા લીધી, ત્યાર બાદ આંખ ઉઘાડી જોયું તો, પોતાની નજીક બેસી કોઇ નવયૌવના પંખો નાખે છે, પોતાનો પ્રિયતમ રમાકાન્ત ઉતરી ગયેલા ચહેરે એક તકિયાપર હાથ ટેકાવી બેઠો છે, મંદ પ્રકાશ પાડતું એક ઑસ્ટ્રીયન ટેબલ લેમ્પ બળી રહ્યું છે, તેની મંદ રોશનીમાં એક અપરિચિત યુવાન લખતાં લખતાં ઉંઘી ગયેલ છે, આ સર્વ જોતાં વાસન્તીને ઘણી નવાઇ લાગી. તેણે વિમળા તરફ એકીટસે જોતાં પુછ્યું "બ્હેન, આપનું નામ?"

વિમળાએ સ્મીત વદને જવાબ આપ્યો "મારૂં નામ વિમળા."

ફરી વાસન્તીએ પોતાના આગમનની વાત ભુલી જઇ પુછ્યું, "હું અહી કેવી રીતે આવી? મને અહિંયાં કોણ લાવ્યું?

વિમળા કંઈ બોલવા જાય તે પહેલાં રમાકાન્ત બોલી ઉઠયો "વ્હાલી, ગભરાઈશ નહિ, હું તારી પાસેજ છું. આ મકાન વિમળા બ્હેનનું છે. તેમનો આજે આપણા પર મોટો ઉપકાર થયો છે." રમાકાન્તે વિમળાના રૂણથી દબાતાં સર્વ ખુલાસો જાતેજ કરી નાખ્યો.

વાસન્તીને પાછી સરોજ સાંભળી આવતાં તેણે વિમળા સામું જોઇ કહ્યું, "બ્હેન ખરેખર તું મારી સરોજની બીજી પ્રતિમા છે. બ્હેન તું મારી સરોજને પિછાણે છે?"

વિમળાએ વાસન્તીને આશ્વાસન આપતાં કહ્યું "દેવી શાન્ત થાવ. સરોજ બ્હેનને હું સારી રીતે ઓળખું છું, તેમનો વિયોગ મને પણ બહુ સાલે છે. તે સાધ્વીના તપોબળે, તેની અખંડ પતિભક્તિએ રમેશચન્દ્રને પુનઃ જીવન અથાગ બિમારી વેઠયા પછી પ્રાપ્ત થયું છે. ખરેખર! તેણીએ કલીયુગમાં સાવિત્રીની ગરજ સારી છે."

વાસન્તી અતિ હર્ષથી આનન્દદાયક સમાચાર સાંભળી ચેતન પામી બોલી ઉઠી "શું, તું મારી સરોજની જીવનગ્રંથી જાણે છે? શું રમેશચન્દ્ર, જ્યોતિષકાન્તે ભાખેલા ભયંકર

જોખમાંથી બચી ગયો?" કહે, કહે બ્હેન મારી લાડકી સરોજ ક્યાં છે?"

વિમળાએ શાન્ત પ્રકૃતિએ કહ્યું "બ્હેન, ધીરજ ધરો, ધીરજનાં ફળ મીઠાં છે. મારી વ્હાલી સહચરી આજથી પંદર દિવસપર મોટરમાં બેસી રમેશચન્દ્ર સાથે વાલકેશ્વર ગઇ હતી. તેણે મને જતી વખતે સંધ્યાકાળે આવીશ એમ કહેલું. તે વાતને આજે પંદર દિવસ વીતી ચુકયા છતાં હજુ સુધી આવી નથી. મારો અંતર આત્મા તો એમજ કહે છે કે તેમને ત્યાં ઘાયલ થઇ રહેલા મધુકરને ત્યાં તેઓ મ્હેમાન તરીકે રોકાયાં હશે."

રમાકાન્ત તકિયાપર આડો પડી આ વાત એકી ચિત્તે સાંભળતો હતો તેણે પુછયું "મધુકર, તે વળી કોણ?"

વિમળાએ સંક્ષિપ્તમાં મધુકરનો બધો વૃતાંત કહ્યો ને સરોજની પરમાર્થપરાયણતાનાં ઘણાં વખાણ કીધાં.

વાસન્તી આ સર્વ એકાગ્ર ચિત્તે સાંભળતી હતી. રમાકાન્તની આંખમાં ઉંઘ ભરાણી હતી, છતાં પોતાની લાડકવાઇ સરોજને પોતાના ગુમાનથી કેટલું સહન કરવું પડયું તેનો વિચાર કરી રહ્યો હતો. જ્યારે વિમળાએ સરોજની પતિભક્તિનો ને રમેશચન્દ્રની ભયંકર બિમારીનો બધો વૃતાંત કહ્યો ત્યારે સ્નેહાળ જનની વાસન્તી અને રમાકાન્તને ઘણું લાગી આવ્યું. પછી વાસન્તીએ વિમળાના ખભાપર માથું ટેકાવી કહ્યું "બ્હેન, તુંજ કહે, એવી એકની એક લાડકવાઇ પુત્રી ગુમાવ્યા

પછી કઈ માતા પોતાના જીવનને ટકાવી શકે !" પુત્રીનું દુઃખ તો માતાનેજ થાય. સરોજ હવે તું ક્યાં મળે? વિમળાને વાસન્તીના આ શબ્દો તિરરૂપે લાગ્યા. તેનો ઘણા દિવસનો જુનો જખમ આજે પાછો તાજો થયો. તેનું મ્હોં લેવાઇ ગયું, આંખે અંધારાં આવવા લાગ્યાં, આખા શરીરે પસીનો થઇ આવ્યો ને તેણીથી બોલી જવાયું, "હા, હા દિકરીનું દુઃખ તો માતાજ સમજી શકી હતી. આજે તે સ્વર્ગમાં આ હિણભાગી પુત્રીને યાદ કરતી હશે. ઓ દૈવ ! એ કેવો કારમો દિવસ હતો" વિમળાની આંખમાંથી અશ્રુ પડવાં લાગ્યાં.

વિમળાનો પતિ વિહારી જે ટેબલપર લખતાં લખતાં ઉંઘી ગયો હતો તે વિમળાના હૃદયભેદક શબ્દોથી જાગી ઉઠયો, ને શબ્દોનો માર્મીક ભાવ સમજી જઈ બોલ્યો, "હવે એ વર્ષો પહેલાંની ગઇ ગુજરી સંભારવાથી શું ફાયદો છે ?"

વાસન્તી—"ભાઇ, આ બધી તમારી ભૂતકાળની ભેદી ઘટના હોય તેવું લાગે છે, ખરેખર, આ દુનિયા દુઃખોથીજ ભરેલી છે. આખી દુનિયાના દરેક મનુષ્યોને હરહમેશાં એમજ થયા કરે છે કે મારા સમું કોઇ દુઃખી નથી, છતાં પોતાનું દુઃખ છુપાવી દરેક મનુષ્ય આશાના કિરણ પરજ જીવ્યા કરે છે." વાસન્તીએ જગતના કડવા અનુભવનું બ્યાન રજુ કર્યું.

વિહારીએ કહ્યું "બ્હેન, અમારા ભૂતકાળના દુઃખોનો વૃતાંત આપના હૃદયને વિંધી નાખે તેવો છે. જો આપ તે

જાણો તો પછી આપ એમજ કહો કે મારૂં દુઃખ તમારા દુઃખના સોમા ભાગમાં પણ નથી."

વાસન્તી–"ભાઇ, હું પુત્રીના વિયોગે ઘવાએલ એક દુઃખી માતા છું. આપને હરકત ના હોય તો આપનો ભૂતકાળનો વૃતાંત યોગ સમયે મને કહી મારા દર્દી દિલપર શાન્તિનું અમૃત સિચન કરશો, જો મને એથી આશ્વાસન મળશે તો હું આપની સદાની રૂણી થઇશ."

વિહારી–"બ્હેન, અત્યારે રાત્રિ ઘણી ગઇ છે માટે અત્યારે તો નિરાંતે સુઇ રહો. જો આપ કાલે અત્રે રોકાવા કૃપા કરશો તો હું આપને મારો ભૂતકાળનો બધો વૃતાંત જણાવીશ." વાસન્તીએ તેમ કરવા કબુલ કર્યું. ત્યારબાદ સર્વે રામા પાસે પથારી કરાવી નિન્દ્રાધિન થયાં.



## પ્રકરણ સોળમું.

# વીંટીનું ઈનામ કે લગ્નનું એધાણ.

"ચંદ્રા હસે નિરખી કુમુદને, કમલિની મન મુઝાય;
અરૂણ રાજના અભ્યુદયમાં, જે ગીત અનેરાં ગાય.
મંજુલ વીણા પ્રેમની, જ્યાં રસભરી વાગી રહી;
તુચ્છ ત્યાં સ્વર્ગનાં સુખો,જ્યાં અજબ ધુન પ્રેમની લાગી રહી."



ભાકરનાં શિતળકર આછાં આછાં કિરણો દેવી વસુન્ધરાપર પડયાં, ઉદાસી કમલિની પ્રફુલ્લિત બની, નેહભર્યા નયને અરૂણ સ્વામીને વધાવવા તત્પર બની, તેના ફીક્કા વદનપર લાલી ચડી આવી, ચલિયુંઓનો કલરવ શરૂ થયો. આકાશ સ્વચ્છ અને નિર્મળ હતું.

વિહારીના નવા મ્હેમાન રમાકાન્ત અને વાસન્તીને પરાયા મકાનમાં આખી રાત્રિ ઉંઘ ન આવી, છતાં આંખો મીંચી સરોજના વિચારમાં પડી રહ્યાં. સવાર થતાં પથારીમાંથી ઉઠી ચાલીમાં સુતેલા રામાને જગાડી પથારી ઉપાડી લેવા કહ્યું.

રામાએ વિહારી અને વિમળાને જગાડી દિવાનખાનું સાફ કર્યું. ત્યારબાદ બધાંએ નાહીધોઇ ચા પીધી. પછી વિમળા રસોઈ કરવા રસોડામાં ચાલી ગઇ.

વિમળાના ગયા બાદ વાસન્તી બોલી "વિહારીભાઇ, આપે રાત્રિએ આપેલું વચન પાળવાનો આ ટાઇમ ઘણોજ અનુકુળ છે. હું આશા રાખું છું કે આપ આપનો ભૂતકાળનો વૃત્તાંત આ ટાઇમે જરૂર કહેશો. તે સાંભળવા મારૂં મન અતિ આતુર બન્યું છે." રમાકાન્તે પણ વાસન્તીનો આવો આગ્રહ જોઇ વિહારીને નયનસંકેતદ્વારા પુષ્ટિ આપી, એથી વિહારીએ મ્હેમાનોની લાગણીને વશ થઇ, પોતાનો ભૂતકાળનો વૃત્તાંત કહેવો શરૂ કર્યો.

"હું ભરૂચનો વતની છું. મારો જન્મ સર્વ જ્ઞાતિઓમાં શ્રેષ્ટ મનાતી દ્વિજજાતિમાં થએલો છે. મારા માતાપિતા મને દશ વર્ષની કિશોર વયમાંજ નિરાધાર મૂકી સ્વર્ગવાસી થયાં હતાં. આથી મને માતાપિતાની સેવા કરવાનો અનુપમ લ્હાવો લેવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું નો'તું. મારા માતાપિતા યજમાન-વૃતિ કરી પોતાની જીવન આજીવિકા ચલાવતાં હતાં. તેઓ ધાર્મિક વૃત્તિવાળાં, સંતોષી અને સુખી હતાં. અમારે રહે-વાનું ઘર કે ઝુંપડી જે કહીએ તે નર્મદા મૈયાના કિનારાપર આવેલું એક કાચું મકાન હતું. તેની આજુબાજુની જમીન આશરે એક વિંઘા ઉપરાંત કોઇ ઉદાર યજમાન મહાશય તરફથી મારા પિતાને સદ્‌ભાગ્યે પ્રાપ્ત થયેલી હતી. મારા પિતાશ્રીએ તેમાં એક કાચો કુવો બનાવી નાનીશી ફુલવાડી કરી હતી. મારા પિતાશ્રીને બગીચાનો ઘણો શોખ હતો, તેથી તેમણે વિધ વિધ જાતના છોડવાઓ, જેવા કે, ગુલાબ, ચંપો, માલતી, અટમોગરો, જાઇ, જુઇ વગેરે લાવી રોપ્યા હતા; તેમની તન-

તોડ મહેનતના પ્રતાપે, ને મારી માતુશ્રીની ચિવટભરી કાળજીએ અમારી નાનીશી ફુલવાડી, સાધારણ રીતે બગીચાનું ભાન કરાવતી હતી.

મારા પિતાશ્રી શિવભક્ત હોવાથી અમારા ઘરની બાજુમાં તેમણે એક ઓરડી બનાવી તેમાં શિવલીંગની સ્થાપના કરી હતી, તેમાં તેઓશ્રી હમેશાં બેસી રૂદ્રીઓ ભણતા હતા. અમારી નાનીશી ફુલવાડીનાં ફુલો, હમેશાં શિવપૂજામાં વપરાતાં હતાં. મારા પિતાશ્રીએ મને જનોઇ દીધા પછી ધાર્મિક શિક્ષણ આપવા માંડેલું પણ હું બાળપણથીજ તોફાની હોવાથી સાધારણ રીતે વાંચવા લખવા શિવાય તે વખતે ઝાઝું જ્ઞાન સંપાદન કરી શક્યો નહિ. તેવામાં અચાનક ભરૂચમાં પ્લેગ ચાલતાં, મારાં માતાપિતા મને નિરાધાર અવસ્થામાં મુકી સ્વર્ગવાસી થયાં.

તેમના મરણથી હું આ દુનિયામાં નિરાધાર થઇ પડ્યો. તે વખતે મારૂં ઇશ્વર શિવાય કોઇપણ બેલી થાય તેમ નો'તું. આખો દિવસ ઘરમાં હું માતાપિતાને સંભારી બોર બોર જેવડાં આંસુ પાડી રડતો હતો. સંધ્યાકાળે પવિત્ર નર્મદા મૈયાના તટપર બેસી પવનની શિતળ લહરીમાં, મને તે વખતની પ્રાણથી પણ વ્હાલી મારી બંસી તે હું વગાડતો, જેને સાંભળી પનઘટપર જળ ભરવા આવતી નારીઓ અને નર્મદા મૈયાનું સ્નાન કરવા આવતા યાત્રાળુઓ ખુશી થતા, ને મને તે બદલ ઘણી વખતે સારી દક્ષિણા પણ આપતા હતા, જેનાપર તે વખતે હું મારૂં ગુજરાન ચલાવતો હતો.

મારા પિતાશ્રીનો દુઃકાળના વખતનો રૂણી હિરાજી ઠાકોર જેને મારા પિતાશ્રીએ દુઃકાળમાં અન્ન, વસ્ત્રની મદદ કરી હતી, તે ઉપકારના બદલા તરીકે ગરીબ પણ નીતિવાન હિરાજીએ મને સુખી કરવા પોતાની જાતની પરવા ન કરતાં મારા બાપનું સહસ્ત્ર ગણું રૂણ વાળી આપ્યું, ને મારી આખી જીંદગી પોતાની અણમોલ સેવાઓથી ફેરવી, જેનો ઉપકાર મારાથી આ જન્મે વળી શકે તેમ નથી. હિરાજીના નિર્મળ પ્રેમે હું માતાપિતાનું દુઃખ વિસરી ગયો. મારૂં મન મારો અભ્યાસ આગળ વધારવા તરફ લલચાયું. આથી ઘરનો કેટલોક સામાન હિરાજીથી છાનો વેચી નાખી, તેનાં કેટલાંક ધાર્મિક પુસ્તકો લાવી અભ્યાસ શરૂ કર્યો અભ્યાસ કરવાથી મારી ભાંગી પડેલી યજમાન વૃત્તિ પાછી ચાલુ થઇ, હું પેટપુરતું મેળવવા લાગ્યો. મને કસરતનો પણ ઘણો શોખ હતો. તે વખતે તરવામાં તો હું સર્વોપરિ મનાતો ને ઉનાળાના દિવસોમાં બબ્બે ત્રણ ત્રણ કલાક નર્મદામાં પડ્યો રહેતો.

કસરતના પ્રભાવે અને જુવાની ઉભરાતાં હું આઠ વર્ષના કાળાંતરે છેક બદલાઇ ગયો, ને પ્રચંડ કદાવર પંજાબી સમો દીસવા લાગ્યો.

આઠ વર્ષના સતત અભ્યાસ પછી મારૂ જ્ઞાન પણ ઘણુંજ વધી ગયું, જેથી મને મારી જીવન આજીવિકા માટે જરા પણ ચિન્તા રહી નો'તી. હિરાજી મારી સવાર સાંજ હમેશાં સંભાળ લેતો, ને મારી ફુલવાડીનું કામ પણ તે સંભાળતો, એટલે મારા

જીવનમાં કંઈ પણ ઉપાધી ન હોવાથી હું સુખ અને આરામમાં મારા દિવસ પસાર કરતો હતો.

એક દિવસે હું નર્મદાના તટપર આવેલા એક આમ્ર વૃક્ષપર ચડી મારી જીવન વિશ્રામબંસી બજાવી રહ્યો હતો. સંધ્યા દિવ્ય રંગોમાં ખીલી રહી હતી નર્મદાની મધુરી છોળો વાયુદેવ સાથે ધીમે ધીમે નાચી કુદરતને શોભાવી રહી હતી. નર્મદાના તટપર ઉગેલા ઘાસને ગર્ભિણી ગાયો ચરી રહી હતી. પાનખર રૂતુમાં ખરી ગયેલી કુપળીઓ પર નવી ખીલેલી કુપળીઓ પોતાના યુવાવસ્થાના મદમાતા કિશોર જોબનમાં હસ્તી હતી. કોયલ અને પપૈયાના મીઠા ટહુકાર ને ચંપાના પ્રેમી ભ્રમરના મધુરા ગુંજારનો ધ્વનિ કાને પડતો હતો. પોતાના માળા તરફ ઉડતા પક્ષીઓનો કલરવ કર્કશ છતાં અનેરો આનંદ આપતો હતો.

સુરપતિની આજ્ઞાથી જેમ મેનકા પોતાની સહચરીઓ સાથે વિશ્વામિત્રને છળવા પુષ્પ વિમાનમાં બેસી નિકળી આવે, તેવી રીતે મારી અત્યારની પ્રિયતમા વિમલા માથાપર પિત્તળની ચળકતી નાનીશી ગાગર મુકી, સાહેલીઓ સાથે ચેષ્ટા કરતી, હું જે આમ્રવૃક્ષપર બેસી બંસી બજાવતો હતો ત્યાં આવી પહોંચી, ને પોતે પરિધાન કરેલાં વસ્ત્ર અલંકારો કાઢી નાખી, સાહેલીઓ સંગે ભ્રગુરાજની માનીતી નર્મદામાં કુદી પડી જળ-ક્રીડા કરી અરસપરસ પાણીની છોળો ઉડાડી અપૂર્વ આનંદ મેળવવા લાગી.

એ વખતનો મનોહર દેખાવ હું મારી જીંદગીપર્યંત ભૂલી શકું તેમ નથી. તે વખતનો દેખાવ યમુના તટપર કદમના ઝાડે ચડી બંસી બજાવી ગોપીકાઓનાં વસ્ત્ર હરણ કરનાર શ્રીકૃષ્ણ પ્રભુની લીલાની સ્પર્ધા કરે તેવો હતો. જો તે વખતે કોઈ ચિત્ર-કાર હાજર હોય, ને જો તે પોતાની કલમને વિશ્વવિખ્યાત કરવા માગતો હોય, તો જરૂર તે દૃશ્યને આલેખી લીધા શિવાય રહે નહિ. પણ અફસોસ! મને ખબર નો'તી કે આ અવર્ણનિય કુદરતી સૌન્દર્યની પાછળ પણ વિધિની ક્રુરતાના પડછાયા પડતા હશે? વિશ્વમાલીની તેજ પુંજવાળી કૃતિઓમાં મસ્ત થનારના જીવન દીપક આમ અણચિંતવ્યા હોલવાતા હશે? કુદરતની અનેરી અમર ગલીઓના માર્ગ પણ આટલા સાંકડા હશે. જે દૃશ્યથી નયનમાં સુધામૃતનું સિંચન થતું હતું, તેજ નયનમાં વિધાતાએ કારમો સુરમો આંજ્યો ને નિર્દોષ કુમારિકાઓની જળક્રીડામાં યમરાજનો ડંકો વાગ્યો, પત્થર સમાન હૃદયને પિગળાવી નાખે તેવી હૃદયભેદક ચીસો શરૂ થઇ. "કોઈ બચાવો, બચાવો," ના કારમા પોકારો સંભળાયા."

હું અત્યાર સુધી કુદરતની અનુપમ શોભા નિહાળવામાં એટલો તો તલ્લીન થઇ ગયો હતો કે, મને પોતાને પોતાની જાતનું પણ ભાન નો'તું. મેં કુમારિકાઓની કારમી ચીસોથી ધ્યાન મુક્ત થઈ જોયું તો, વિમળાની પાછળ એક મગર પડયો હતો, વિમળા મહામહેનતે તેની જાળમાંથી બચવાનો પ્રયત્ન કરતી હતી છતાં થાકી જવાથી પાણી કાપી શક્તી નો'તી. આ કારમું

દ્રશ્ય જોતાં મારાં રોમાંચ ખડાં થઇ ગયાં, મારા આખા દિલે કંપારી છુટી, હું તરતજ આમ્રના ઝાડપરથી ભૂસકો મારી નદીમાં પડયો ને બેજ મીનીટમાં ડુબકીઓ મારતો વિમળાની નજીકમાં જઈ પહોંચી, વિમળાના શ્રમીત શરીરને પકડી કિનારાપર લઇ આવી મહામહેનતે મગરના પંજામાંથી વિમળાનો બચાવ કર્યો.

વિમળાની સાહેલીઓ મારી આ બહાદુરીથી ખુશી થઇ મને ધન્યવાદ આપવા લાગી. મારૂં લક્ષ તે તરફ બિલકુલ ખેંચાયું નહિ. વિમળા થાક અને બીકથી અશક્ત બની ગયેલી હોવાથી મુર્છા પામી હતી. તે સમયે રાત્રિ પડી ચુકેલી હોવાથી આકાશમાં તારલા પ્રકાશી રહ્યા હતા. વિમળાની સાહેલીઓએ વસ્ત્રો બદલી પોતાનાં બેડાં ભરી લીધાં બાદ, સર્વેએ સાથે મળી અશક્ત વિમળાનાં વસ્ત્રો બદલ્યાં. હજુ વિમળામાં જોઇએ તેવુ ચૈતન્ય આવ્યું નો'તું, તેથી મેં તેને તેની સાહેલીઓની મદદથી ઉંચકી મારા ઘરમાં લાવી પથારીમાં સુવાડી, તેને ગરમ કામળો ઓઢાડયો ને હું તેના દિલમાં ગરમી આવે તેવા પ્રયાસો કરવા લાગ્યો.

તેની સર્વ સહિયરોને મેં આ વાત તેના માતાપિતાને પ્હોંચાડવા મોકલી, ને અંધારી રાત્રિ હોવાથી તેમના રક્ષણાર્થે હિરાજીને સાથે મોકલી, આવતી વખતે તેના પિતાને સાથે તેડતા આવવાની સુચના મેં હિરાજીને આપી હતી. પ્રથમ તો વિમ-ળાની સાહેલીઓએ વિમળાને એકલી મુકી જવાની ના પાડી, પણ મેં જ્યારે તેમને ઘણી રીતે સમજાવી ત્યારે મારા આગ્રહને વશ થઇ હિરાજી સાથે ચાલી નીકળી.

તેમના ગયા બાદ અડધા કલાકે વિમળાને શુદ્ધિ આવતાં તેણે આંખ ઉઘાડી મારી તરફ એકીટસે જોતાં પુછ્યું "મને અહિં કોણ લાવ્યું?" "મારી સહિયરો ક્યાં છે?" "તમે કોણ છો?" ઇત્યાદિ, તેણે મને ઉપરા ઉપરી સવાલો પુછ્યા. મેં તેને મારી ઓળખાણ આપી સર્વ વૃતાંત કહ્યો, પછી તેણે શાન્ત થઈ ગંભીર મુખે કહ્યું "આપે તો મારા પર ઉપકારની અવધી કરી, આપનું રૂણ મારે કોઇ પણ રીતે વાળવુંજ જોઇએ. શું આપ મારી રંક ભેટ સ્વીકારશો?"

મેં કહ્યું "શું આપ મારા ઉપકારનું રૂણ આમ હાંસી કરી વાળો છો?" વિમળા ખડખડાટ હસી બોલી "ના વિહારી ના, તું કબુલ થાય તો હું તને એક અનુપમ વસ્તુ જે મારા પ્રાણ સાથે જડાએલી છે તે હું તને ભેટ આપવા ઇચ્છું છું."

મેં પુછ્યું "એ વસ્તુથી મને શો ફાયદો થશે?"

વિમળાએ સ્મીત હાસ્ય કરી કહ્યું "તેનાથી તારૂં આખું જીવન બદલાઇ જશે, તારા જીવનમાં અવનવા ફેરફારો થશે."

મેં—"જો એમજ હોય તો હું તારી ભેટને પ્રેમથી સ્વીકારવા તૈયાર છું."

"શું તું, આ તારા સાચા હૃદયથી કહે છે?" વિમળાએ શંકાશીલ બની પ્રશ્ન કર્યો.

મને આથી ઘણું આશ્ચર્ય લાગ્યું, છતાં તે મનમાં છુપાવી કહ્યું "વિમળા, હું ઇશ્વર સાક્ષીએ સત્યજ કહું છું."

વિમળાએ તરતજ પોતાનો જમણો હાથ લંબાવી અતિ હર્ષ સાથે કહ્યુ "તો લે, આ તારી બહાદુરીનું ઇનામ."

હું તો આથી ખસીયાણો પડી, વિમળા આ શું કરે છે તેના વિચારમાં પડયો.

ત્યાં ફરી વિમળા બોલી "વિહારી, વિચાર શું કરે છે? તું જ્યારે મારા માટે તારો પ્રાણ આપવા તૈયાર થયો ત્યારે હું તે રૂણ તને ફક્ત મારો હાથ આપી વાળું છું તે કંઇ વધુ નથી."

વિમળાના હૃદયમાં આટલી ઉદારતા! આટલો સ્નેહ! એ વિચારે હું સ્તબ્ધ થઇ ગયો ને પળભર માટે વિચારમાં પડયો કે "ક્યાં હું ભિક્ષુક! દરિદ્રી! ક્યાં એ શ્રીમાન માતા-પિતાની પુત્રી! ક્યાં એ ખીલતી મધુરી કુસુમકળી! ક્યાં હું જડ-ભરત જંગલનો વાસી! ક્યાં એ હંસગામિની! ક્યાં હું કાગ!" જેનો કોઇ કાળે મેળજ ના મળે ત્યાં હું વિમળાને જવાબ પણ શું આપું? હું નીચું જોઇ જમીન ખોતરવા લાગ્યો.

વિમળાએ ફરી મારો હાથ પકડી કહ્યું "વિહારી, ગભરાઇશ નહિ. તારે તારી ગરીબાઇનું જરાએ દુઃખ ધરવાનું નથી. તારી રંક ઝુંપડીને હું ઇન્દ્રનો મહેલ માનીશ. પતિસંગે આર્ય લલનાઓ તો જંગલને પણ સુખરૂપ માને છે. શું સુકન્યાએ અંધપતિ ચ્યવનને પરણી પોતાની પતિભક્તિ વડે તેનો સંસાર સોનાનો નો'તો બનાવ્યો? "સતી સાવિત્રી સત્યવાનની કંઇ સાહ્યબીપર મોહ પામી વરી હતી?" જે વખતે આ આર્ય દેશમાં રૂષિ મુનિયોના આશ્રમો શોભતા હતા ત્યારે રૂષિ પત્નીઓને શું સાહ્યબીઓ હતી? ખરી સાહ્યબી, ખરૂં સુખતો આર્ય રમણીઓને, પતિની સેવા કરવામાં, પતિનો સાચો પ્રેમ

મેળવવામાં છે." વિમળાએ પોતાનું દિલ ખોલી પોતાની તિવ્ર બુદ્ધિથી મારા હૃદયની શંકા દૂર કરી.

પછી હું કંઇ આગળ બોલવા જાઉં તે પહેલાં તો તેણે પોતાના હાથથી વીંટી ઉતારી મારા હાથે પહેરાવી કહ્યું "વિહારી, આજથી હું તને મારા દિલનુ વેચાણ કરી જાઉંછું. મારા લગ્ન પહેલાં તારા ને મારાપર ઘણી આફતો આવશે. જો તું મરદાઇથી તેની સામે થઇશ તો આ વિમળા તારી થશે, ને જો હિમ્મત હારી પાછો પડીશ તો તેં આજે તારી બહાદુરીથી મેળવેલી પ્રિયતમા, તારા જીવતે સ્વર્ગવાસી થશે. ને મારી આ વીંટી તને જીવનભર બાળશે. જો તું મર્દાનગી બતાવી આફતો સામે ઝુઝીશ તો લગ્ન પછીની પ્રથમ મુલાકાતે આ મારા સાચા હૃદયની ભેટ તને હસાવશે."

આટલું કહી વિમળાએ ઉભા થઇ, મારી તરફ કટાક્ષ કરતાં પોતાની સાડી બદલવા માંડી. મને સ્વપ્ન સમાન લાગતી તે ઘડીએ કંઇ બોલવાનું સુજ્યું નહિ, ત્યાં તો હિરાજી વિમળાના પિતાને તેડી આવી પ્હોંચ્યો. વિમળાના પિતા વિમળાને પ્રેમથી ભેટી પડયા. પછી તેમણે મેં વિમળાનો જીવ જીવના જોખમે બચાવ્યો તે માટે મારો આભાર માન્યો, ને વિમળાને તેડી ચાલતા થયા. હિરાજી તેમને બારણા સુધી વળાવવા ગયો, ને હું તો વિચારસાગરમાં ગોથાં મારતો વિમળાએ પહેરાવેલી વીંટી સામે અનિમિષ નયને જોઇજ રહ્યો.

———:o:———

## પ્રકરણ સત્તરમું.

# જીવનનૌકાનો સુકાની.

" અનેરૂં પ્રેમનું જાદુ, ભૂલાવે ભાન દુનિયામાં;
હૃદય સરને ડોલાવીને, બનાવે એફામ દુનિયામાં.
ચઢી કૈફ લયલાને, બની મશગુલ મજનુમાં;
મળ્યાં તે કબ્રમાં સાથે, મુકાવ્યાં માન પ્રેમીનાં."



મનુષ્યના હૃદયસરમાં પણ કુદરતી નિયમ અનુસાર અવનવા ફેરફારો થયા કરે છે. એજ પ્રમાણે વિમળાની વીંટીએ મારા હૃદયમંદિરમાં વિમળાની પ્રતિમા પધરાવી મને તેનો પુજારી બનાવી દીધો. મારા હૃદયના અણું અણુંએ વિમળા વસી ગઇ. મને અશકય લાગતી વિમળા સાથેના લગ્નની ભાવના સાવ ભુસાઇ ગઇ. મારી જીવનસહચરી બસી પણ હવે મને નિરસ લાગવા માંડી. હૃદય વિમળાની નિર્મળ પ્રીતી રૂપી મોરલીપર થનથન કરી રહ્યું, દિવસે દિવસે વિમળાના પ્રેમે મારૂં ભાન ભૂલાવ્યું, તેણે મારો કુદરતી આનંદનો ખજાનો લુંટી લીધો, દિનરાત્ર તે મારી સામે ખડી થઇ, મંદમંદ હાસ્યે હસી, મને બે ઘડી આનંદસાગરમાં ડુબાડી પાછી અદ્રશ્ય થતી. મારૂં હૃદયમંદિર ખાલી થતાં, હું વિરહાતુર

દિવાનાની માફક પ્રેમનાં અશ્રુ ઢાળી, મારી ફુલવાડીમાં આવરાની માફક ફરી કમળ તથા ચંપાના પુષ્પવેલને ઝાલીને મારી પ્રિયતમાના સમાચાર પુછતો, છતાં અરૂણરાજના વિરહે રિબાતી કમલિની અને ભ્રમરના વિયોગે રિબાતી ચંપા મને બિચારાં શું ઉત્તર આપે?

એક. દિવસ હિરાજી આગળ મેં મારૂં વિમળાના પ્રેમે ઉભરાતું હૃદય ખોલ્યું, ત્યારે હિરાજીએ મને દિલાસાને બદલે ઠપકો આપતાં કહ્યું કે "તેનો બાપ પૈસાનો લોભી છે, જો કે તમો બન્ને એક જ્ઞાતિના લગ્ન કરવાને લાયક છો, પણ ને લોભી શ્રીમંત તારા જેવા ગરીબ સાથે લગ્ન કરવા કોઇ કાળે હા પાડેજ નહિ, માટે તું આ ખ્યાલ તારા મગજમાંથી કાઢી નાખ, નહિતો કદાચ તું તારા જીવને જોખમમાં લાવી મુકીશ."

મેં—"જીવ તો તેના વિયોગે જવા બેઠો છે, હવે તો વિમળા સાથે લગ્ન યાતો મારા જીવનની આ દુનિયામાંથી સમાપ્તી, એજ મારા માટે શ્રેયકર રસ્તો છે."

હિરાજી—"વિહારી, આમ ગાંડા શું કાઢે છે? પ્રભુની જો મહેરબાની હશે તો વિમળા કરતાં પણ સરસ બૈરી મળી રહેશે. વિમળાપર થોડી ઇશ્વરે છાપ મારી છે?"

મને તેની અજ્ઞાનતાપર અને બોલવાની વિચિત્ર ઢબપર શોકમાં પણ હસવું આવ્યું, ને આની આગળ વાત કરવી તે ભીંત આગળ ભાગવત વાંચવા જેવું છે, એમ સમજી મારી

વાતને વધુ ના છેડતાં આટલેથીજ અટકાવી, હું ઘરથી નિકળી પતિત પાવિની નર્મદાના તટપર હાથમાં બાણભટ્ટનું કાદમ્બરી પુસ્તક લઇ ચાલી આવ્યો.

મહાન તપસ્વી સમાન શોભતા વડરાજની શિતળ લહરીઓમાં ધુમતી વડવાઇઓને ગુંથી તેનો સુન્દર હિંચકો બનાવી તેપર ઝોલાં ખાતો હું કાદમ્બરી વાંચવા લાગ્યો.

મેં તે વખતે પોશાકમાં સફેત મલમલનું પહેરણ પહેર્યું હતું. પગમાં દક્ષિણી ચંપલ, ને કેડપર બગલાની પાંખ જેવું સફેત ધોતીયું હોવાથી મારો દેખાવ તે વખતે મહાશ્વેતાની વાટ જોતા વિરહાતુર પુંડરીકના જેવો હતો, એમ મને કાદમ્બરી વાંચતાં સ્હેજે સ્ફુરી આવ્યું હતું, હું તે વખતે તરલા અને તમાલિકાના આગ્રહને વશ થઇ મ્હેમાન થઇ રહેલા ચંદ્રાપીડને કાદમ્બરીના પ્રણય અનુરાગનું પ્રકરણ વાંચતો હતો. કાદમ્બરી પાન તૈયાર કરી ચંદ્રાપીડને આપે છે, ત્યાં તરલા તમાલિકા મેના, પોપટની જોડ લાવી, હાસ્યભરી ગમ્મત કરી ચંદ્રાપીડના પ્રેમમાં મુગ્ધ થતી કાદમ્બરીને મેના તરીકે સંબોધી ચેતાવે છે, ત્યાં મહાશ્વેતા આવી, પોતાની સખીને પ્રેમબાણ વાગેલાં જોઈ નહિ પરણવાની તેની પ્રથમની પ્રતિજ્ઞાને યાદ આપી શરમાવે છે, એ વૃતાંત કાદમ્બરીના પુસ્તકમાં વાંચતાં પાછી મને વિમળાની મૂર્તિ યાદ આવી, ને પળભર માટે વિચારમાં મગ્ન થયો.

ત્યાં ગ્રીષ્મ રૂતુમાં આલાપતી કોકીલા સમાન માનવ જીવનને મોહિત કરી મુકે તેવું દિવ્ય સંગીત મારે કાને અથડાયું, મારી શ્રવણેન્દ્રિએ તે રસ લઈ ઝીલી લીધું:—

"શું વ્હાલની વાતો લખી છે, ચોપડીમાં?"

(કે) "શું પ્રેમની આરાધના, આદરી છે ચોપડીમાં?"

મેં કાદમ્બરી બંધ કરી જોયું તો, જેને મળવાની આશામાં એક માસથી, નર્મદાના ઘાટપર નજર કરી કરી મારા નયન થાકયાં હતાં, જેની પૂજામાં મેં મારૂં સર્વસ્વ ગુમાવ્યું હતું, તે પ્રેમની પ્રતિમા વિમળા એક લીમડાના ઝાડની શિતળ છાયા તળે પોતાની ગાગર ઉતારી, મારા સામે કટાક્ષ કરતી, કૃષ્ણની ખાતર પ્રેમની ધુનમાં ધુમતી રાધિકા સમાન ઉભી હતી.

તે વખતે સૂર્યદેવ આકાશના મધ્ય વિભાગના સિંહાસને વિરાજી વાદળના ઓથે છુપાઈ અમારી પ્રેમચેષ્ટા જોઇ રહ્યા હતા. વિમળાએ આસમાની રંગની સાડી પહેરી હતી, તેથી તે નર્મદાજીના રંગ સાથે મળી જઇ સતી નર્મદાના સૌમ્ય પ્રતિબિંબરૂપે શોભતી હતી. તેના કંઠમાં મુક્તા માળ વિરાજી રહી હતી. શેષનાગને શરમાવે તેવા વાળમાં પાડેલો સેંથો, ને વેણીમાં ગુંથેલાં ફુલો ઉર્વશીના કેશકલાપને ભુલાવે તેવાં હતાં. તેણે પોતાના સફેત બરફ જેવો કપાળ પ્રદેશપર ગુંદીયા કંકુનો ચાંલ્લો કર્યો હતો, જે સૃષ્ટિ સૌન્દર્યના ઉપાસક કવિજનોની અને ચિત્રકારોની કલ્પનાશક્તિની હદ ઓળંગાવી જતો હતો.

હું ઉઠી તરતજ તેની પાસે ગયો. તેણે મને દેખી પોતાનું મુખારવિન્દ ઘુંઘટના પટમાં સંતાડી દિધું, અને મધુકુંજમાં કૃષ્ણના વિરહે આલાપતી રાધાના સ્વરે બોલી, "ક્ષમા કરજો, મેં આપના વાંચનમાં ભંગ પાડયો છે."

મેં કહ્યુ "વિમળા, તારો એ અપરાધ તો મને ઘણો લાભદાયી છે, પણ તારી વીંટીએ તો મારૂં સર્વસ્વ હરી લીધું છે, જેમ ગોપીકાઓને કૃષ્ણની વાંસલડી એક રીતે વેરણ અને બીજી રીતે કામણગારી થઇ, તેવીજ રીતે મારી દશા તારી આ વીંટીના પ્રતાપે થઈ છે. ખરેખર, તારી વીંટી જાદુથી ભરેલી તો ખરીજ નહિતો આમ બનેજ કેમ?"

"પણ મારી વીંટી કરતાં, તમારાં ઘેરાં નયનોનું જાદુ કંઇ ઓછું નથી. વળી મારી વીંટી કરતાં તમારી બંસી તો છેકજ ચડી જાય તેમ છે, સમજ્યાને વિહારી?" વિમળાએ પોતાના ગુલાબી ગાલ પ્રદેશપર બાઝેલાં સ્વેદના મોતીરૂપી બિન્દુને પોતાના પાણી ગાળવાના ગરણાથી લુછતાં કહ્યું.

વિમળાની વાત કરવાની અનુપમ છટા આગળ મને મારી વિદ્વતા ઝાંખી પડી લાગી, વિમળાએ મને પોતાના તેજમાં આંજી નાખ્યો.

પછી તે મને સાન કરી મારી ફુલવાડીમાં લઇ આવી. અમો બન્ને એક ગુલાબના છોડવા નીચે બેઠાં, ને અરસપરસના કેટલાક ખુલાસા કરી હૃદયની વ્યથાઓ દૂર કરી, ઘણા દિવસના અધીરાં નયનોને તૃપ્ત કર્યાં.

ત્યાર બાદ વિમળાએ મારી ફુલવાડીના કેટલાક છોડવાઓને પાણી પાયું, તે વખતે તેનો દેખાવ કર્ણવ રૂષિની મઢુલીમાં કામ કરતી મેનકાપુત્રી શકુન્તલાના સરખો હતો, ને મારો શકુન્તલાના પ્રેમમાં મુગ્ધ થતા રાજા દુશ્યન્તના જેવો હતો. ફરક માત્ર એટલોજ હતો કે આ દૃશ્યનું ચિત્ર આલેખવા કોઇ શીઘ્ર કવિ કે સમર્થ ચિત્રકાર હાજર નો'તો. માત્ર ફુલવાડીમાં ચરતી મારી ગૌમાતા અમારા બન્નેના શુદ્ધ પ્રેમની ચેષ્ટા જોઇ રહી હતી.

સાંજ પડતાં વિમળાએ પોતાના ઘરે જવા મારી રજા માગી, મેં હૃદયને કઠણ કરી રજા આપી. રજા આપતાં મારી આંખમાં પ્રેમનાં અશ્રુ આવ્યાં. વિમળાની સ્થિતિ પણ તેવીજ થઈ, તેણે પોતાના પાલવથી અશ્રુ લુછી નાખતાં પુછ્યું "શું આપ મારી જીવનનૌકાના સુકાની થશો?"

મેં ડોક હલાવી હા કહી પુછ્યું કે, "ફરી તારો મેલાપ?"

તેણે દુભાતે હૃદયે કહ્યું "ઈશ્વર કરે ત્યારે." આટલું કહેતાં તેની ધીરજ ખુટી ગઇ, તેણી સ્નેહનાં અશ્રુથી ભીંજાએલી સાડીના ઘુંઘટમાં પોતાનું મુખાર્વિન્દ છુપાવી ત્વરાએ હરિણીની ગતિએ ચાલી ગઇ. મેં મારી મઢુલીના બારણામાં ઉભા રહી દૂરથી દેખાય ત્યાં સુધી તેને જોયા કીધી, ને જ્યારે દેખાતી બંધ થઇ ત્યારે મઢુલીનાં દ્વાર બંધ કરી તેના વિચારમાં નિદ્રા દેવીને આધિન થયો.

———:o:———

## પ્રકરણ અઢારમું.

# "હિરાજીનો આત્મભોગ."

" ગરીબોમાં નીતિભરી. ગરીબો ગુણની ખાણ છે;
ગરીબોનો પ્રભુ બેલી, ગરીબાઈ સુખનું ધામ છે. "



યુગો વહી જવા છતાં વીરનરોના જીવનના અમર વૃતાંત તો સદા તાજાજ રહે છે, તેમ વર્ષો વીત્યા છતાં પ્રેમીજનોને પ્રેમની ધુનમાં અલ્પ સમય વીત્યો લાગે છે, જેમ શીરિનની ધુનમાં ફરહાદને નહેર ખોદતાં ને અંદર દટાઇ જતાં પણ ખબર નો'તી પડી, તેવીજ રીતે મને વિમળાના છેવટના મીલનને છ માસ વીત્યા છતાં, તેની સ્મૃતિ હરહમેશાં મારા હૃદયપટમાં તાજી હતી.

એક દિવસે હું મારી ફુલવાડીમાં શિવ પુજન માટે પુષ્પો ચુંટી રહ્યો હતો. આમ્રવૃક્ષ પરની મારી લાડકવાઈ ઢેલ પોતાના મયુર સાથે ગેલ કરી તેનાં ઉષ્ણ આંસુ ઝીલી રહી હતી, ત્યાં એક અપરિચિત ગૃહસ્થે આવી, એક કાગળ મને આપ્યો. મેં તે ફોડીને વાંચ્યો. તે વાંચતાં મારાં ગાત્રો ઢીલાં થઈ ગયાં. મસ્તકે આઘાત થયો, હૃદય કંપવા લાગ્યું, તે પત્ર વિમળાના હાથે નીચે મુજબ લખાએલો હતો.

"વ્હાલા વિહારી,

આ લગ્નની કંકોતરી નથી, પણ કાળોતરી છે. આવતી કાલે મારી ચોરીને બદલે કાંતો ચિતા ખડકાશે. આપણી ધારણામાં ધુળ મળી છે મે મારા પિતાને તમારી સાથે લગ્ન કરવા ઘણો આગ્રહ કર્યો, છતાં મારા દ્રવ્યના લોભી પિતાએ મારી લાગણીને ઠોકરે મારી એક શ્રીમંત બુઢ્ઢા પાસેથી રૂપીઆ સાત હજાર લઇ મારૂં વેવીશાળ તેની સાથે કરી નાખ્યું છે, ને મારા પિતા મને જબરજસ્તીથી આજ રાત્રના બે વાગે પરણાવી દેનાર છે. મારી માતા મારે સારૂ અઢળક આંસુ ઢાળે છે. અમો બન્નેને અત્યારે અમારા મકાનના પાછલા ભાગમાં પુરી રાખવામાં આવ્યાં છે હું તમારી રાત્રના બાર વાગ્યા સુધી વાટ જોઇશ જો તમે એટલા વખતમાં મારી મદદે આવી મારો બચાવ નહિં કરો તો, તમારી અશક્તિ માટે હું દયા ખાઇ, મારો પ્રાણ કોઇપણ રીતે કિરતારને હવાલે કરીશ. તમો સદાને માટે મને ભુલી જજો, ને મારી વીંટી નર્મદા મૈયાના નિર્મળ જળમા પધરાવી, કોઇ અન્ય લલનાના ભોગી બની સુખી થજો જો આપને કોઇ વાર આ દુર્ભાગી વિમળા યાદ આવે તો સ્નેહના બે અશ્રુ સારી, વિમળાના નામનું તર્પણ કરજો હું તમને અહી નહિં તો સ્વર્ગમાં જરૂર મળીશ. એજ લોહીના અશ્રુથી ભીંજાતા કાગળમાં વધુ શું લખું?"

લી૦ આપની "દુર્ભાગી"
વિમળાના છેવટના પ્રણામ

જેમ વિષધારી ફણીધરનો ડંખ લાગતાં મનુષ્ય તમ્મર ખાઇ નીચે પડે, તે પ્રમાણે મારી આશાવેલમાં હળાહળ ઝેર વ્યાપી જતાં હું પટકાઈ પડયો, ને દેવ માટે ચુંટેલાં પુષ્પો પાછાં ધૂળમાં મળી ગયાં. મારો આશાદીપક બુઝાઇ જતાં મારી જીવનજ્યોતિ ઝાંખી થઇ ગઈ, ને અચાનક મારા પડવાના ધબકારાથી, મારી મઢુલીની બહારની બાજુએ મારી ગાયને દોહી

રહેલો હિરાજી અંદર દોડી આવ્યો, ને મારા મસ્તકને પોતાના ખોળામાં લઇ પવન નાખવા માંડયો. પછી તેણે મારા મસ્તક પર ઠંડા પાણીની ધાર કરી ત્યારે હું થોડીવારે શુદ્ધિમાં આવ્યો. તેણે મને છાતી સાથે દાબ્યો; હું તેની આગળ એક નાના બાળકની માફક રડી પડયો, ને વિમળાના પત્રની સર્વ હકીકત તેને કહી સંભળાવી, ત્યારે હિરાજીને પણ અમારા નિર્મળ પ્રેમ માટે અનહદ લાગણી ઉપજી.

પછી હિરાજીએ આશ્વાસન આપતાં કહ્યું, "વિહારી, હજુ કંઇ બાજી બગડી નથી. હું તને વિમળા સાથે મેળવી તારાં લગ્ન તેના જોડે કરાવી આપીશ, પણ તેમ કરવા પહેલાં તારે બે શરતો કબુલ કરવી પડશે." હિરાજીએ મારા નિરાશાના ઘાપર આશારૂપી ઔષધિનું સિંચન કર્યું.

મેં કહ્યું "હિરાજી, તું કહે તો વિમળા માટે મારી ચામડીના જોડા સીવડાવું, તું કહે તો તેના માટે મારા પ્રાણનું બળિદાન આપું, હવે તો વિમળા એજ મારૂં પરમ દૈવત એજ મારી સુખશાન્તિ ને એજ મારા આરામનું સ્થાન છે. બસ, ગમે તે ભોગે પણ મને તો મારી વિમળા મળવી જોઈએ."

હિરાજી બોલ્યો "જો, એવોજ નિશ્ચય હોય તો સાંભળ. પ્રથમ તો તારે તારી વિમળાની ખાતર, આ ઘરનો, આ ભરૂચ શહેરનો સદાને માટે ત્યાગ કરવો પડશે, ને ન કરે પ્રભુ, ને કદાચ ખરાબ પ્રસંગ આવે તો તારે જેલમાં પણ જવું પડે! જો તું

તારી વિમળાના સ્નેહ ખાતર, આટલાં જોખમો ખેડવા તૈયાર હોય તો, હું તને તારી વિમળા સાથે મેળવી દેવા તૈયાર છું, કારણ તારા બાપનું નિમક મારા પેટમાં છે, તેના લાડકવાયા પુત્ર માટે ગમે તેવી મુસીબતોમાં ચડેલું રૂણ અદા કરવું, એ મારો ધર્મ છે, એમ હું માનું છુ."

હિરાજીએ પત્થરને પણ પિગળાવી નાખે તેવી ગરીબાઇની ગુણીયલ નીતિનું દિગ્દર્શન કરાવતાં કરૂણાજનક ભાષામાં તેણે મને હિમ્મત આપી, મારી જોખમદારી મને સમજાવી. હું હિરાજીને પ્રેમથી ભેટી પડયો.

ફરી હિરાજી બોલ્યો "આપણે આજે ભયંકર સાહસ ખેડવાનું છે. તેમ કરતાં કદાચ મારો દેહ પડે, અગર જોખમમાં આવી જાય તો હું મારાં બાળબચ્ચાંને પાળવાનો ભાર તારાપર મુકી જાઉં છું. કદાચ આપણા બન્નેનું અમંગળ થશે, તો તેમને જન્મ આપનાર પ્રભુ તેમનું રક્ષણ કરશે, તેની ચિન્તા મારે શા માટે આ પ્રસગે કરવી જોઇએ?"

હવે હું તેમની છેવટની મુલાકાત લઈ, તારા માટે કરવી જોઇતી ગોઠવણો કરી હું તને રાત્રના દશ વાગે મળીશ. તે વખતે તું આ ઘરને તજવાની તૈયારી કરી, તેને છેવટના પ્રણામ કરવા તૈયાર થજે, બાકીનું કરવું જોઇતું સર્વ હું કરી લઇશ." આટલું કહી હિરાજી પોતાનો ફેંટો બાંધી, હાથમાં ધારીયું લઇ ચાલ્યો ગયો.

મને અત્યારનો હિરાજી જુદાજ રૂપે ભાસ્યો. તેના ગયા પછી મેં ઘરનાં દ્વાર બંધ કરી, મહામહેનતે ભેગી કરેલી તે વખતની મારી મુડી જે આશરે રૂપીઆ સોની સિલક હતી, જેને મેં જમીનમાં સંતાડી રાખી હતી, તે ખોદી કાઢી લઇ મેં મારી કમ્મરમાં બાંધી લીધી. મારાં રસોઇ કરી ખાવાનાં બે ચાર ફુટયાંતુટયાં વાસણો હતાં તેને હું મારી ફુલવાડીના કુવામાં પધ-રાવી આવ્યો. એટલે મારી સ્થાવર જંગમ મીલકતમાં, હવે માત્ર ચાર માટીની લીપેલી ભીંતો, ને ચારથી છાએલા છાપરા શિવાય કંઇ રહ્યું નહિ.

હવે મને ચિન્તા માત્ર મારી ગાયની હતી, જેના પ્રતાપે મારી જીવનદોરી અત્યાર સુધી ટકી હતી, તેને એમને એમ નિરાધાર દુઃખી અવસ્થામાં છોડી ચાલ્યા જતાં તેની પાછળથી શું સ્થિતિ થશે, એ વિચારે મારૂં હૈયું ભરાઇ આવ્યું. હું તેની પાસે ગયો. મને જોતાં તે આનંદમાં આવી જઇ પોતાના શિંગડાં ને કાનની ટસીઓ હલાવી કુદવા લાગી મેં તેના મ્હોં પર હાથ ફેરવ્યો, ત્યાં હિરાજીનો પુત્ર દોડતો, હાંફતો હાંફતો આવી કહેવા લાગ્યો, કે "મારા બાપાએ, તમારી ગાયને અમારે ત્યાં લઇ આવવાનું કહ્યું છે, માટે ગાયને ખીલેથી છોડી મને સોંપો." મને તે વખતે હિરાજીની સાચા હૃદયની લાગણીએ ગળગળો કરી મુકયો. મેં મીણથી પણ વધુ નરમ બની જઇ નિશ્વાસ મુકી કહ્યું "ભલે ભાઇ લઇ જા." તેણે ગાયને ખીલેથી છોડી લઇ જવા

માંડી, પણ મારી વ્હાલી ગૌમાતા ત્યાંથી એક ડગલું પણ ખસી નહિ ને મારા સામે એકીટશે જોઇ રહી. પછી મારી ધીરજ ખુટી ગઇ. મારી આંખમાંથી ચોધાર આંસુ ચાલ્યાં. હું તેને પ્રેમથી ભેટી પડયો, ને ચિરાતે હૃદયે બોલ્યો "હિન્દુસ્તાનની અન્નપુર્ણા દેવી ભગવતી, મારા તને આજે છેલ્લા પ્રણામ છે, જા, સુખી થા." મારા હૃદયની વ્યથા તે સમજી જવાથી, પોતાનું માથું નીચું નમાવી મુગે મ્હોડે હિરાજીના છોકરા સાથે ચાલી નિકળી.

મેં ઘરમાં આવી દીવો સળગાવ્યો, ને આતુર નયને હિરાજીના આવવાની વાટ જોવા લાગ્યો. થોડીવારમાં નિશાદેવીએ આકાશમાં પોતાની કાળી જાજમ બિછાવી જગતને અંધકારમય કરી મુકયું. આકાશમાં જમ્ જમ્ કરતા તારલાઓ નિશાદેવીના અમલની નેકી પોકારી રહ્યા, દેડકાઓના ડુમડુમ કરતા અવાજ ને સર્પની ડાકલીઓનો ધ્વનિ કાને પડવા લાગ્યો. ઝાડો નીચે આગીઆઓ પ્રકાશ પાડી પોતાની અદ્‌ભૂત શક્તિની ઝાંખી કરાવી રહ્યા હતા. નર્મદાની છોળો વાયુદેવ સાથે ફેરફુદડી રમી રહી હતી, ને ઉછળતાં મોજાંના ભણકારા કાનને ભેદી આરપાર નિકળી જતા હતા. આશરે રાત્રના નવનો અમલ થઇ ચુકયો હશે તેમ તે વખતે આકાશમાં જોતાં જણાતું હતું.

થોડીવારમાં હિરાજી તથા તેનો સાથીદાર આવી પ્હોંચ્યા. તેમણે આવી કહ્યું "અમો બરોબર દશ વાગે આવી પ્હોંચ્યા છીએ." ત્યારે મને માલુમ પડયું કે મારૂં અનુમાન ખોટું હતું.

હિરાજી પોતાની સાથે, એક કંડીયો તથા ત્રણ કાળા ઝભા, અને બે રિવોલ્વરો લાવ્યો હતો. આ સર્વ જોતાં મેં ચમકી જઈ પુછયું "હિરાજી, તું આ બધું લાવી શું કરવા ધારે છે?"

હિરાજીએ કહ્યું "હું જે કરૂં છું, તે બધું સમજીને કરૂં છું, તારે તે ભેદ અત્યારે જાણવાની જરૂર નથી, તારે તો ફકત તારી વિમળાને મળવા હું કહું તેમ કરવાનું.છે."

આ બધું હિરાજી, એવા તો ભારે અવાજે બોલ્યો કે મારી તેની સામે ફરી બોલવાની હિમ્મત ચાલી નહી.

હિરાજીએ પોતાના સાથીદારને બહાદુરસિંહના નામથી સંબોધી કહ્યું "બહાદુરસિંહ, આ લુગડાં વિહારીને પહેરાવ." બહાદુરસિંહે હિરાજીના હુકમને વશ થઇ મને કાળો બુરખો પહેરાવ્યો. તે વખતે હું ભૂતના ભાઇ જેવો લાગતો હતો.

વિહારીના આ શબ્દો સાંભળી રમાકાન્ત અને વાસન્તી જોરથી હસી પડયાં. વિહારીએ પોતાની કર્મકથા આગળ કહેવી શરૂ કરી.

ત્યાર પછી બહાદુરે તથા હિરાજીએ પણ કપડાં બદલી નાખ્યાં. મેં મારૂં ઘર બંધ કરી, ચાવી જનોઇ સાથે બાંધી, તેને છેવટના પ્રણામ કરી હિરાજી સાથે ચાલવા માંડયું. તે વખતે મેં મારી છાતી વજ્રની કરી હતી, ને એક મરણીયો સોને ભારે પડે એ ન્યાયે 'કાં તો વિમળા મેળવવી અગર મરવું' એ સૂત્ર મેં હિરાજીની સલાહ મુજબ ગોખી રાખ્યું હતું.

અમો કેટલાક રસ્તાઓ પસાર કરી, કોઇ જાણી શકે નહિ તેમ ચોરના પગલે ચાલતા, એક બેમજલાના મકાન આગળ આવી પહોંચ્યા, એટલે હિરાજીએ મને કાનમાં કહ્યું કે "અગીઆર વાગી ચુકયા છે, આ તારી વિમળાના બાપ ત્રિપુરાશંકર વજેરામનું મકાન છે માટે આપણે પ્રથમ પાછલી પછીતે જઈ જોઇએ કે, ઘરની અંદર શું થાય છે." આટલું કહી હિરાજીએ પોતાના બુરખામાં છુપાવેલી બેટરી બહાર કાઢી તે દાબી અજવાળું કર્યું. અમો બેટરીના પ્રકાશથી આગળની બાજુએ આવેલો છ ફૂટનો ઉંચો કોટ ચઢી મકાનની પાછળની બાજુએ જઇ પહોંચ્યા. ત્યારબાદ મેં આગળ વધી ચુપકીથી છુપાઇ જોયું, તો મકાનના આગળના ખંડમાં લગ્નની ખુશાલીમાં કેટલાક મહાશયો, તકિયાપર આડા પડી, પકવાન ખાઇને અકળાતા પેટપર હાથ ફેરવી રહ્યા હતા, ત્યારે કેટલાક પાનદાનીમાંથી પાન લઇ મ્હોંમાં મુકતા હતા. બીજી બાજુ સતાર, સારંગી સાથે ગાનતાન કરવા આવેલા ઉસ્તાદો લાંબા રાગડા ખેંચી, શ્રોતાઓનું મન રંજન કરતા, પોતાનું માથું ધુણાવી રહ્યા હતા. ત્યારે વિમળાનો બાપ વરના સામૈયાની વાટ જોતો, આરામ ખુરશી પર પડી મુછોને વળ આપી રહ્યો હતો. હવે મને ખાત્રી થઇ કે મેં આજે એક વિક્રાળ વાઘની મુછપર હાથ નાખ્યો છે, ને મને આજે યમરાજના દૂતોએજ અહિં બોલાવ્યો છે, ત્યાં તો હિરાજીએ મારો હાથ ખેંચ્યો, એટલે હું પાછો શુદ્ધિમાં આવ્યો, ને અમો મકાનની પાછલી બાજુએ ચાલ્યા ગયા. પછી હિરાજીએ કંડીયો ખોલી

પાટલાઘો બહાર કાઢી. ઘોને જોતાં મારા પગ ધ્રુજવા લાગ્યા. ત્યાં હિરાજીએ સાન કરી મારા સામે આંખ કાઢી મને ચેતાવી દીધો, ને પાટલાઘોને છોડી મુકી. તે સડસડાટ બીજે માળે જઇ લાગી ગઇ. પછી હિરાજીએ મને, ઘો સાથે ગાંઠોવાળી બાંધેલી દોરી પર પગ ટેકાવી ચડવાનું ફરમાવ્યું, ને સંતાડેલી એક રિવોલ્વર મને આપી. મેં તે લઇ મારી કમ્મરમાં ખોસી, ને ત્યાર બાદ હું ઇશ્વરનું નામ લઈ તે દોરી વાટે ચડી, બીજા માળના ઝરૂખામાં દાખલ થયો.

મેં છજામાં દાખલ થઇ કાચની બારી વાટે જોયું તો, વિમળા પોતાનો કેશકલાપ છુટો મુકી, ઘડીઆળ સામે નજર કરી હાથમાં હીરા જેવો ચકચકિત પ્રદાર્થ લઇ બેઠેલી હતી. તેની મા ડચકાં ખાતી આંખો મીંચી જમીન પર પડેલી હતી. તેની અને વિમળાની આંખો રડવાથી સુજેલી લાગતી હતી. હું કાચની બારીવાટે આ દ્રશ્ય જોઇ રહ્યો હતો, ત્યાં વિમળાના હોઠો ફફડયા તેના મુખકમળમાંથી નીચેના ઉદ્દ્ગારો સરી પડયા.

"હવે મારે આ દુનિયામાં ફકત પાંચ મીનીટજ જીવવાનું બાકી છે, ત્યાર બાદ આ છુપાવેલો કાતિલ હીરો મારા જીવનની સમાપ્તિ કરશે, પણ મારા મરણ બાદ, વ્હાલા વિહારીનું શું થશે? વિહારી, વિહારી, તું આવો કઠોર કેમ થયો?" પછી મારાથી વધુ ન થોભાયું. મેં કાચની બારી ઉઘાડી નાખી અંદર કુદી પડી કહ્યું "વિમળા, સાવધાન વિમળા મારો આ વિચિત્ર



"હું ઇશ્વરનું નામ લઇને તે દોરીવાટે ચડી બીજા માળના
ઝરૂખામાં દાખલ થયો".

પૃષ્ટ ૧૨૪.

દેખાવ જોઇ કંપી ઉઠી, મેં બુરખો ખોલી નાખી તેને મારો ભેદ સમજાવ્યો, ત્યારે તે મને પ્રેમથી ભેટી પડી.

તેની આંખમાં હર્ષનાં આંસુ ભરાઇ આવ્યાં ને બોલી ઉઠી કે "સાચા પ્રેમી તો ખરા," મે તેને આગળ બોલતાં અટકાવી કહ્યું "અત્યારે પ્રેમના ઉભરા કાઢવાનો વખત નથી, માટે તારી માતાને જગાડી તેની સહાનુભૂતિ મેળવી મારી સાથે ચાલ."

વિમળાએ પોતાની માતા કમળાને જગાડી ધીરેથી મારો સર્વ ભેદ તેને કહી બતાવ્યો. કમળાએ મારી આ બહાદુરીભરી હીમ્મત પર ખુશી થઇ મને ધન્યવાદ આપ્યો. ત્યાર બાદ તેણે એક પેટી ઉઘાડી, તેમાંથી કેટલાક દાગીના ને રોકડ કાઢી મને તે પહેરામણીમાં આપવા માંડયાં.

મેં કહ્યું "તે મારાથી લઇ શકાશે નહિ."

કમળાએ પુછ્યું "કારણ."

મેં કહ્યું " કારણ એજ કે હું કાંઇ ધનની લાલચે ચોરી કે ધાડ પાડવા આવ્યો નથી, હું તો માત્ર વિમળાના પત્રથી તેનું જીવન બચાવી મારી ધર્મપત્ની કરવા આવ્યો છું, છતાં કદાચ આ સાહસમાં પકડાઇ જવાય તો આ દાગીના પરથી સાથે ચોરીનો આરોપ પણ સાબીત થાય માટે તે તમારી પાસે રાખો ને અમને તો માત્ર આપ સાચા હૃદયની આશિષ સાથે રજા આપો, જેથી ઇશ્વર અમારૂ મંગળ કરે.

કમળા પણ બદ્ધિશાળી લલના હતી, એટલે તરતજ મારી આ સમયસુચકતા સમજી જઇ, પોતાનો આગ્રહ પડતો મુકી, મારો અને વિમળાનો જમણો હાથ પકડી હસ્ત મેળાપ કરતાં કહ્યું "હું તમને ઇશ્વર સાક્ષીએ આ મારૂં એકનું એક પુત્રીરત્ન અણધાર્યા સંજોગોમાં તમને સોંપું છું. તેનું તમે જીવની પેઠે જતન કરજો. ઇશ્વર સદા તમારૂં મંગળ કરે. એવી મારી તેના ચરણે પ્રાર્થના છે." બસ થઇ ચુકયું, ત્રિપુરાશંકરની ધર્મ પત્નીની સાક્ષીએ, ને હિરાજીની અપૂર્વ વીરતાથી વિકટભર્યા સંજોગોમાં મારી આશા ફળી, ને ત્યારથી હું વિમળાની જીવન નૌકાનો સુકાની થયો.

ત્યાર બાદ અમો સર્વ છજામાં આવ્યાં. કમળાને વિમળાથી જુદા પડતાં અવર્ણનિય દુઃખ થયું છતાં તે વીર માતાએ સર્વ દુઃખ દિલમાં છુપાવી વિમળાને રજા આપી. મે નીચે ઉભેલા હિરાજીને સાન કરી એટલે તેણે નીચેથી એક બીજી રસી ફેંકી મેં તે લઇ વિમળાની કમ્મરે બાંધી. વિમળાએ પણ તે વખતે વીરબાળા બની ક્ષત્રિયાણી પેઠે મેં કહ્યું તે પ્રમાણે કર્યું.

હું વિમળાના કમ્મરે બાંધેલી દોરી ઝાલી રહ્યો, હિરાજી રસીના મધ્ય ભાગમાં લટકતો ઉભો રહી વિમળાને પોતાના ખભા પર ઉચકી નીચે ઉતારવા લાગ્યો, ત્યારે નીચે ઉભેલો બહાદુર હાથમાં રિવોલ્વર રાખી આજુબાજુ નજર નાખી ચારે દિશાઓ સંભાળતો હતો. મેં વિમળાની કમ્મરમાં દોરડું એટલા માટે

બાંધેલું કે વખતે પાટલાઘોવાળું હિરાજીને ઉતરવાનું દોરડું તુટી જાય, અગર પાટલાઘો છુટી જાય તો વિમળા મારા દોરડાના આધારે ટંગાઇ રહે, ને તેનો જાન જોખમમાં આવી ના પડે. પ્રભુએ અમારી સર્વ બાજી ફતેહમંદ રીતે પાર ઉતારી ને તેની દયાથીજ હિરાજીનું વિચિત્ર અને અસંભવિત સાહસ પાર પડયું; ને અમો સર્વ સહિસલામત નીચે ઉતરી આવ્યાં.

હિરાજીએ વિમળાને બહાદુરનો બુરખો પહેરાવ્યો ને ત્યાર બાદ અમોએ ચુપકીથી ગામ બહારનો રસ્તો કાપવો શરૂ કર્યો. અમો લગભગ પોણા બે કલાકના અંતરે પાછા નર્મદાના તટપર આવી પહોંચ્યા.

આ વખતે રાત્રિના બેનો અમલ થઇ ચુકયો હતો. આકાશમાં વાદળાં પથરાએલાં હોવાથી ચન્દ્રનો ઝાંખો પ્રકાશ દેવી વસુન્ધરા પર પડતો હતો. નર્મદાજી ખળખળ કરતાં મંદગતિએ પોતાના સ્વામીને મળવા વહી રહ્યાં હતાં, અત્યાર સુધી સર્વએ મૌન્ય ધારણ કર્યું હતું તેનો મેં ભંગ કરતાં કહ્યું "હિરાજી, તું મનુષ્ય નહિ પણ ભીલ જાતિમાં અવતરેલો વાલ્મીકિ છે, આજે તેં મને નવી જીંદગી બક્ષી મારી ડુબતી નૌકા પાર ઉતારી છે."

હિરાજી–"વિહારી, અત્યારે બોલવાનો સમય નથી, માટે લાંબી ટુંકી છોડી દઇ હું કહું તેમ કર, તું હજું નાદાન યુવાન છે. તને હજું ક્યાં ખબર છે કે કન્યાને માહેરામાં પધરાવવાનો આ વખત છે, હું અનુભવથી કહું છું કે બધો ભરમ ફૂટી ગયો

હશે અથવા તો છૂટવાની તૈયારીમાં હશે. થોડીવારે આપણી પાછળ માણસો લાગશે, તે પહેલાં આપણે સુરક્ષિત ઠેકાણે પહોંચી જવું જોઇએ."

હિરાજી પોતાનું બોલવું પુરૂ કરે તે પહેલાં તો, સામે કિનારેથી અમારી તરફ એક નાવડું આવતું જણાયું, ને નજીકમાં આવતાં તેના ખલાસીએ લાલ ફાનસ અમારા સામે ધર્યું. તે જોતાં મને ઘણી નવાઇ લાગી, ને હિરાજીની અપૂર્વ બુદ્ધિ ને તેની મારાપરની અનહદ લાગણી માટે હું વિચારમાં પડયો, ને તેના તરફ ધારી ધારી જોવા લાગ્યો.

નાવડું કિનારે આવતાં અંદરનો ખલાસી બોલી ઉઠયો, "હિરાજી, હુ આપના હુકમ મુજબ આપની વાટ જોતો કયારનો કિનારે ઉભો હતો."

હિરાજીએ તેનો પ્રતિઉત્તર વાળતાં કહ્યું કે, "રસુલ, તારી તો મને સદા ખાત્રીજ છે કે તું તારૂં વચન મિથ્યા નથી થવા દેવાનો."

આટલું કહી હિરાજીએ અમને વ્હાણ પર ચઢાવ્યાં. બહાદુરને હિરાજીએ કિનારા પર બેસી હિલચાલની ખબર રાખવા કહ્યું ખલાસી રસુલે વ્હાણનો સઢ ચડાવ્યો, ને જોતજોતામાં અમારી જળમાર્ગે મુસાફરી શરૂ થઇ.

અમો અડધા પોણા કલાકમાં તો નર્મદાજીના મધ્ય વિભાગમાં આવી પહોંચ્યાં. હિરાજી રસુલને હલેસાં મારવામાં મદદ

કરતો હતો, અમારૂં નાવડું ધીરે ધીરે નર્મદાજીના પટમાંથી પસાર થતું હતું.

મેં ધીરેથી વિમળાની હિમ્મતની પરીક્ષા કરવાના ઉદ્દેશથી વિમળાને પુછયું " વિમળા હવે કયાં જઇશું ?"

વિમળાએ ગંભીર મુદ્રાએ ઉત્તર આપ્યો "જયાં ભાવિ લઇ જાય ત્યાં"

મેં પુનઃ પ્રશ્ન કર્યો " ભાવિ કયાં લઇ જશે ?"

વિમળા–"જયાં વિધાતાએ જવાના લેખ લખ્યા હશે ત્યાં."

મે આથી હસી–" મારી વિધાતા તો તુંજ છે. તુંજ મને અહીં દોરી લાવી છે, તો તુંજ કહેને ?"

આટલું કહી મેં વિમળાનો સુકોમળ હાથ મારા હાથમાં લીધો.

વિમળા આથી શરમાઇ ગઇ. તેના ગુલાબી ગાલે શરમની લાલી ચડી આવી, તેણે પોતાનો હાથ મારા હાથમાંથી છોડાવવાના ઉદ્દેશથી કહ્યુ " તમો તો ખરેખર, નાશર્મા લાગો છો, જુવો, જુવો તમારી નફ્ટાઇ પર ચંદ્ર પોતાનું મુખ વાદળમાં છુપાવી હસે છે." હું આથી આકાશમાં ચંદ્ર સામું જોવા લાગ્યો, એટલે વિમળાએ આ તકનો લાભ લઈ પોતાનો હાથ મારા હાથમાંથી છોડાવી નાખી, મારાથી દૂર ખસી જઇ હસી પડી. હું તેની આ અપૂર્વ ચતુરાઇ પર મુગ્ધ બન્યો, ને મારી મુર્ખાઇ માટે જરા શરમાયો પણ ખરો.

વાયુદેવને અમારા આ સુખની અદેખાઇ ઉપજી. તેમણે પોતાનું પ્રચંડરૂપ ધારણ કરી અમારી સ્વર્ગીય આનંદની અનેરી ઘડીઓને દુ:ખના રૂપમાં ફેરવી નાખી. અમારૂં વ્હાણ વાયુદેવના પ્રચંડ પ્રહારે તોફાને ચઢયું ને મોજાંનું જોર વધી પડયું વળી ઓછામાં પુરૂં આકાશમાં એક કાળી વાદળી ચડી આવતાં વરસાદ પુર જોશમાં પડવા લાગ્યો. અમને આથી અમારા જીવનની સહિસલામતી માટે પણ ધાસ્તી લાગી. અમારૂં વ્હાણ સામે કિનારે જવાને બદલે આડે માર્ગે જવા લાગ્યું, ને હિરાજી તથા રસુલના સઘળા પ્રયત્નો વ્યર્થ ગયા. અમારાં સઘળાં કપડાં ભીંજાઇ જતાં અમો ટાઢથી થરથર ધ્રુજવા લાગ્યા ને મારા મનમાં તો એમ થઇ આવ્યું કે "જીવના જોખમે ખેડેલા સાહસનું છેવટનું પરિણામ અમારા જીવનની સમાપ્તિથી થશે કે શું?" આવી રીતે આશાભરેલા હૃદયે વિચિત્ર દશામાં, દુ:ખનો સાગર તર્યા પછી નર્મદાના પટમાં ડુબાડી મારવામાં ક્રુર વિધીને શું આનંદ મળવાનો હતો?

હું વિધીની નિષ્ઠુરતાપર મારા હૃદયનો ભાર ઠલવી રહ્યો હતો, ત્યાં વિમળા બોલી "વ્હાલા શું વિચાર કરો છો? આ વિચાર કરવાનો સમય નથી, માટે સાવધાન રહો, ને ન કરે નારાયણ ને જો કદાચ નાવ ડુબી જાય તો, આપણે સામે પાર કેમ તરી જવું તેની યોજના કરો. આપ વીર પુરૂષ છો. વીર પુરૂષો કદીએ આફતમાં ગભરાતા નથી. જેઓ ગભરાય તે મર્દ

કહેવડાવવાને લાયક નથી. વિપદો તો સદા વીર નરને વરેલી હોય છે, નામર્દ પર આફતો હોતી નથી. કદાચ, આ બ્હાને આપણું મોત થશે તોએ ડરવા જેવું શું છે? એવાં આપણાં સદ્ભાગ્ય ક્યાંથી કે એકી વખતે, એકજ બ્હાને, સજોડે હસતાં બોલતાં મૃત્યુ થાય!" વિમળાએ મારા દુર્બળ હૃદયમાં વીરતાનું નવચેતન રેડ્યું, ને મારી ભીતિ ટાળી મને વીરતાનો નવીન પાઠ શીખવ્યો. મારી નિરાશા નષ્ટ પામી, ને ઇશ્વરે અમારી પરીક્ષા લીધી હોય તેવું બન્યું.

થોડીવાર પછી વાયુદેવતા શાન્ત થયા, ચંદ્રપર ધસી આવેલી વાદળી ઉતરી ગઇ, ચન્દ્રે પોતાનાં તેજસ્વી શિતળકર કિરણો પસારી દેવી વસુન્ધરાપર રૂપેરી જાજમ બિછાવી. વરસાદ બંધ પડતાં મોજાં સમી ગયાં, ને અમારા સર્વના હૃદયમાં હર્ષનો સાગર ઉલટયો. અમો મનમાં પ્રભુની અકળકળાનાં ગુણગાન ગાઇ તેની પ્રાર્થના કરવા લાગ્યા.

થોડીવારે અમો કિનારા પર સહિસલામત આવી પ્હોંચ્યાં ને નાવમાંથી જમીન પર પગ મુક્યો ત્યારે અમારા આનંદનો પાર રહ્યો નહિ. અમોએ જમીન પર ઉતરી પલળી ગયેલાં કપડાં સુકવ્યાં, હિરાજીએ આજુબાજુ પડેલું ઘાસ એકઠું કરી, રસુલ પાસેથી કાંડી લઇ તેનું તાપણું સળગાવ્યું. અમો સર્વ અરસપરસ ગમ્મત કરતાં તાપવા લાગ્યાં. રસુલે આનંદમાં આવી જઇ ગાવા માંડયું:—

રાગ—કાલીંગડો.

**ધેનુ ચરાવત શ્યામ, રખકે કમલીયાં;**
**બેરન બંસી તોરી, બંધ રખલે સૈયાં-ધેનુ**
**મજધાર ચલી, મોરી નૈયાં,**
**તુંજી આશ હૈ, મોહે સૈયાં,**
**દર્શન દેના શ્યામ, બનકે કનૈયા-ધેનુ**

વિમળાને રસુલના ગાયનમાં ઘણો આનંદ પડવાથી એક ઝાડને પકડી ખુબ હસવા લાગી. તે તિલોત્તમાની માફક છુટા કેશ મુકી ઉભી હતી. આવી અનુપમ સર્વ ગુણ સંપન્ન પત્ની પ્રભુએ મને આપી તે માટે હું મનમાં પ્રભુનો આભાર માનવા લાગ્યો. ત્યાં હિરાજીએ કહ્યું "વિહારી, આપણે ઘણો ટાઈમ ગુમાવ્યો છે, હજુ અંકલેશ્વર ઘણું દૂર છે ને આપણે આઠ વાગ્યા પહેલાં અંકલેશ્વરના સ્ટેશને પ્હોંચવુંજ જોઇએ. અત્યારે રાત્રિ જોતાં સવાર થવાને અડધો કલાક પણ ભાગ્યેજ બાકી હશે, માટે હવે અત્રેથી ઉપડવાની તૈયારી કરો."

અમારા જીવન સાથી હિરાજીની આજ્ઞા, તે વખતે અમારે મન ઇશ્વરી ફરમાન હતું. અમોએ અમારાં સુકવેલાં કપડાં પહેરી લીધાં, બાકીનાની વિમળાએ ગાંસડી બાંધી લીધી. ત્યારબાદ મેં રસુલને રૂપીઆ પાંચની નોટ તેના મહેનતાણા બદલ આપી, જેથી તે ખુશી ખુશી થઇ ગયો. પછી મેં રસુલને આજુબાજુની હિલચાલ તપાસવાની ભલામણ કરી, ખેતરો વાટે અંકલેશ્વરનો રસ્તો પકડયો.

મહામુશીબતે કેટલાક ખેતરો પસાર કરી, અમો અંકલેશ્વરના સ્ટેશને આવી પ્હોંચ્યા. મને હિરાજીએ તુરત માટે મુંબાઇ ચાલ્યા જવાની સૂચના કરી. મેં તે સૂચનાને અંતઃકરણ પૂર્વક વધાવી લીધી. મારા જીવનભરના રૂણી હિરાજીથી મને છુટા પડતાં એટલું બધું લાગી આવ્યું કે, મારી આંખમાંથી ચોધારે આંસુ પડયાં. વિમળાને પણ તેટલુંજ લાગી આવ્યું, છતાં અમો કિસ્મતને આધિન થઇ, મુંબાઈની ટીકીટ લઇ ઉપડતી લોકલમાં બેઠાં. હિરાજી અમને વળાવી ભરૂચ તરફ પાછો ચાલ્યો ગયો.

હું મુંબાઇમાં આવી મારા બાળપણના એક સ્નેહીને ત્યાં ઉતર્યો. મેં મારા બાળ સ્નેહીને મારો સર્વ વૃતાંત કહ્યો, ત્યારે તેણે મને હિમ્મત આપી બેફીકર રહેવા કહ્યું ને તેણે મને પોતાની ઓફીસમાં, મારી હાલત પર દયા ખાઇને રૂપીઆ પચીસના પગારથી તુરત માટે રાખી લીધો.

દિવસે દિવસે મારા ભાગ્યના સંજોગો અનુકુળ થતાં, ને મારી કામ કરવાની આવડત અને અક્કલ હુશિઆરી વધતાં, મારા તે મિત્રે ખુશી થઇ મને વગર મુડીએ પોતાનો ભાગીદાર બનાવ્યો. મારી આવક વધતાં અમોએ આ દિવાનખાનું ભાડે રાખી લીધું. અમો દંપતી અત્યારે અમારા દિવસો આનંદમાં ગુજારીએ છીએ. દુઃખની વાત માત્ર એટલીજ થઈ કે, વિમળાની સાધ્વી માતા કમળા વિમળાને પળભર માટે પણ ભૂલી ન શકી.

વિમળાના લોભી પિતાએ આ બધા કારસ્તાનનું મુળ કમળાને ગણી, તેના પર જુલમ ગુજારવા માંડયો. આખરે કમળાએ અસહ્ય દુઃખોથી કંટાળી, વિમળા પર એક પત્ર લખી કુવે પડી, આત્મહત્યા કરી, ને બિચારી આ ફાની સંસારની મહાન દુગ્ધાઓમાંથી છુટી, ઇશ્વરના ચરણે પોતાનું સત્ય પ્રગટ કરવા ચાલી ગઇ. કમળાને અમારી છુપી બાતમી કેમ મળી, તેને હાથ અમારૂં સરનામું કેમ લાગ્યું, તે વાત પ્રભુ જાણે, પણ મારૂં અનુમાન તે માટે એમ બંધાયેલું છે કે "વખતે હિરાજીએ, તેને મારી ખાનગી બાતમી અને રહેવાનું ઠેકાણું જણાવ્યું હોય?" કારણ કે હિરાજી પર તેના ઘરના સરનામે વારંવાર પત્ર લખી, મારા સુખ દુઃખના સમાચાર તેને જણાવવાનો, તે વખતનો મારો સાધારણ નિયમ હતો, ને હજુએ તે ચાલુ છે, કેમકે હિરાજીના અનહદ ઉપકારો હું મારા જીવનપર્યંત ભૂલી શકું તેમ નથી.

હું તેને દર મહિને તેનું યથાશક્તિ રૂણ વાળવા નિયમિત રીતે તેની ખાદ્ય ખોરાકી સારૂ રૂપીઆ પાંચની નોટ પોસ્ટ મારફતે મોકલાવ્યા કરૂં છું. જેના પરિણામે તે પોતાની વૃદ્ધ અવસ્થામાં મારી નજીવી ભેટ લાખોની ગણી, મને તેના શુભ હૃદયની આશિષ આપે છે. વિમળાની માતુશ્રી કમળાનો અવસાનપત્ર નીચે મુજબ હતો.

ચિ. બ્હેન વિમળા,

તારા ગયા બાદ બે કલાકે તને ચોરીમાં બેસાડવા તારા પિતાજી તને તેડવા આવ્યા, પણ તને નાસી ગયેલી જોઇ, લગ્નના કાર્યમાં વિઘ્ન

આવતાં, આખા લગ્નમંડપમાં હોહાકાર થઇ રહ્યો. પછી વરપક્ષ ફાવે તેમ બોલવા લાગ્યો; બન્ને પક્ષ વચ્ચે લડાઇ સળગતાં, લગ્નમંડપમાં ધમાલ મચી રહી. તારા પિતાએ સર્વ આરોપ મારાપર ઢોળી પાડી, સૌના રૂબરૂ મારી બેઇજ્જતી કરી મારા દુઃખી આત્માને સળગાવી દીધો. તારી ઘણી તપાસને અન્તે તારો પત્તો ન લાગવાથી, આખરે વરપક્ષ તારા બાપને આપેલા રૂપીઆ સાત હજાર પાછા પડાવી ચાલતો થયો. તારા બાપને તારા જવાનુ જરાએ દુઃખ થયુ નથી, પણ પૈસા ગયા તે માટે મહાન્ દુઃખ થયું છે. વ્હાલી બ્હેન, તારી દુઃખી માતાએ, પોતાની ફરજ બજાવી તને સુખી કરી છે, ને તેમ કરવામાં, તેને આજે અસહ્ય જુલ્મના પરિણામે આ દુનિયા છોડવી પડે છે. તને આ પત્ર મળશે તે પહેલાં તો તારી જનની આ દુનિયા છોડી, કોઇ નવીન અદ્‌ભૂત દુનિયામાં, જ્યાં લોભ, દંભ અને સ્વાર્થનાં સામ્રાજ્ય નથી, જ્યાં અનંત શાન્તિ ને ઇશ્વરભક્તિનાં નિર્મળ ઝરણો વહ્યા કરે છે, એવી રમણિય સૃષ્ટિમાં ચાલી ગઇ હશે. જે સ્થાનમા મૃત્યુલોકનુ માણસ પ્રવેશી શકતું નથી, તેનો મર્મ કાળાંતરે પણ કોઇ સમજી શકતુ નથી, માત્ર લોકો મૃત્યુ કહી, ચોધાર અશ્રુ ઢાળી હ્રદયનો ઉભરો ઠાલવી શકે છે. તારી માતા પોતાની પાછળ એવા આંસુની ધારાઓ વહેવડાવવા ચ્હાતી નથી. માત્ર તે મરતા મરતા પણ એટલુંજ ચ્હાય છે કે, તું અને તારો પતિ સુખી થાઓ. તારા પિતાની બુદ્ધિ સત્વર પ્રભુ સુધારે ને તેમને સુખી કરે.”

લી૦—આ દુનિયાની બેઘડીની મ્હેમાન

કમળા.

જ્યારે જ્યારે વિમળાને આ પોતાની પ્રેમાળ માતા યાદ આવે છે; ત્યારે ત્યારે તેના હૃદયમાં કારી ખંજર ભોંકાય છે; ને ઘણી વખતે તે દિવસભર પોતાની પ્રેમાળ જનનીને સંભારી રડ્યા કરે છે.

કમળાના અકાળ મૃત્યુ પછી વિમળાના પિતા ત્રિપુરાશંકરને પોતાની ભયંકર ભૂલો સમજાઇ, ને પોતાની અધમ લોભી વૃત્તિના પરિણામે સાધ્વી પત્ની અને લાડકવાઇ પુત્રી ગુમાવી તેનો તેને ઘણો પશ્ચાતાપ થયો. તેણે પત્રદ્વારા પોતાની ભૂલોની ક્ષમા વિમળા પાસે માગી. પોતાના મૃત્યુ બાદ શુભ માર્ગે ખર્ચતાં બાકી જે મિલ્કત રહે તેની વારસ વિમળાને ઠરાવી વીલ કરી, અમને ભરૂચ તેડાવ્યાં ને અમારો ઘણો આદરસત્કાર કરી, તે મિલ્કતનું વીલ અમને સોંપ્યું.

હાલ તે ઇશ્વરભક્તિમાં પોતાનુ બાકીનું જીવન ગાળે છે. તેમજ દર વર્ષે વિમળાને આવી મળી જાય છે. "પ્રભુકૃપાએ અત્યારે તો અમો સર્વ વાતે સુખી છીએ." વિહારીએ પોતાની કર્મકથા પુરી કરી.

ત્યાં વિમળાએ આવી સર્વને જમવા ઉઠવાનું આમંત્રણ આપ્યું એટલે સર્વ સાથે ઉઠી રસોડામાં જમવા ગયાં.

બીજે દિવસે વિમળા ને વિહારી પણ વાસન્તીના આગ્રહથી તેમની સાથે વસંત–વિહારમાં આવ્યાં, ને તેમને ત્યાં મ્હેમાન થઇ રહ્યાં. વિહારીએ બનતી તાકીદે સરોજ તથા રમેશચન્દ્રની તપાસ કરવાનું રમાકાન્ત તથા વાસન્તીને વચન આપી, તેમના ઝુરતા હૃદયનો ભાર હલકો કર્યો.

વાચક! આપણે ઘણા વખતથી, સરોજ તથા રમેશચન્દ્રને વિસારી મુકયાં છે, તો ચાલો, આપણે તેમની પણ ખબર લઇએ.

———:o:———

## . પ્રકરણ ઓગણીસમું.

# કળામંદિર યાને સરલાસ્મારક.

" જ્યારે હિન્દુસ્તાનમાં, કળા કૌશલ્યની અવધિ હતી;
ત્યારે હિન્દુસ્તાનની, સુખસાહ્યબી અઢળક હતી.
કળા અને સમૃદ્ધિ તણી, તાજમહાલ પુરે સાક્ષી;
દુનિયા પોકારી કહે. બાંધનારે હદ કરી."



અલબેલી મુંબાઇના વાલકેશ્વરના રસ્તા પર આવેલા શ્રીમાન શેઠ મધુકરના બંગલામાં આજે નવીન ઉત્સવ હતો. બહાર કેટલીક મોટરો તથા ગાડીઓની ઠઠ થએલી જણાતી હતી.

આજે સરોજ અને રમેશચન્દ્રની યોજના મુજબ તેમના દિનરાત્રના અથાગ પરિશ્રમને લઇ દરિયા કિનારે મધુકરના બંગલાથી કેટલેક છેટે તૈયાર થએલાં સરલા સ્મારક કળામંદિર અને રોશન આશ્રમને ખુલ્લાં મુકવાનું આજે શુભ મુહૂર્ત હતું. આજે સરોજ અને રમેશચન્દ્રના આનંદનો પાર નો'તો. વળી મધુકરનો ઉત્સાહ વર્ણવ્યો જાય તેમ નો'તો. રમેશચન્દ્રે જાહેર પેપરોમાં આ વાતની અગાઉથી જાહેરાત આપેલી હોવાથી, કરોડાધિપતિ મધુકરની આ મહાન સખાવતને વધાવી લેવાને મુંબાઇના ઘણા શ્રીમંત શહેરીઓ ને મ્યુનીસિપલ કોર્પોરેટરો

પધાર્યા હતા. તેમનું સ્વાગત કરવાનું કામ રમેશચન્દ્રને સોંપવામાં આવ્યું હતું. રમેશચન્દ્ર સર્વને ઘટતો આવકાર આપી તેમના મોભા મુજબ દિવાનખાનામાં સર્વને બેસાડતો હતો. આખું દિવાનખાનું માણસોની ગિરદીથી ચિકાર બન્યું હતું.

થોડી વારે શ્રીમાન મધુકરનું દિવાનખાનામાં આગમન થતાં બધાએ ઉભા થઈ, તાલીઓના નાદથી હર્ષ પ્રદર્શિત કરી તેમને વધાવી લીધા. મધુકરના વિરાજ્યા પછી, સરોજ રૂપાના તાટમાં પૂજાના સામાન સાથે હમેશના શુદ્ધ ખાદીના પોશાકમાં પૂજાકરાવનાર પુરોહિત સાથે દાખલ થઇ. ફરી તાલીઓના પોકાર થયા. સરોજ આવી મધુકર પાસે ઉભી રહી. ત્યારબાદ મધુકરે ઉભા થઇ પધારેલા સર્વ મ્હેમાનોના સત્કાર કરી મીઠા શબ્દોમાં આભાર માન્યો, અને મુહૂર્તનો વખત થએલો હોવાનું જણાવી સર્વ મ્હેમાનોને વિનતી રૂપે સરલાસ્મારક કળામંદિરના બાંધકામની જગ્યાએ પધારવા વિનંતી કરી. સર્વ સરઘસના આકારમાં વાજતે ગાજતે બાંધકામની જગ્યાએ આવી પ્હોંચ્યાં, ને સૌએ સરલાસ્મારક કળા મદિરમાં પોતાના મોભા મુજબ પોતાની જગ્યા લઈ લીધી.

પછી પુરોહિતે વિધીઅનુસાર સરોજના હાથે કળામંદિરનું પૂજન કરાવ્યું, ને વિધી થઇ રહ્યા બાદ, ગોળધાણા વહેંચાયા. પછી રમેશચન્દ્રે હિન્દુસ્તાનની પ્રાચીન કળાકૌશલ્યતા ને સમૃદ્ધિ પર, હાલની હિન્દુસ્તાનની પરિસ્થિતિની તુલના કરી દાખલા દલીલો સાથે અસરકારક ભાષામાં વિવેચન કર્યું.

ત્યાર બાદ સરોજે આધુનિક હિન્દુસ્તાને હવે શું કરવું જોઇએ, ને દેશની કારીગરી કેમ વધે તે પર છટાદાર ભાષામાં અને સુન્દર શૈલીમાં શ્રોતાઓનું હૃદય દ્રવે તેવી રીતનું ટુંકાણમાં ભાષણ આપ્યું, ને તે સાથે સરલાસ્મારક કળામંદિરથી દેશને કેવા લાભો થશે તેનું ઘણીજ અસરકારક ભાષામાં વર્ણન કર્યું, જેથી આખી સભાના હૃદય પર દેશી હુન્નર ઉદ્યોગને પુનઃ જીવન કરવાની આવશ્યક્તાની સચોટ છાપ પડી ગઈ.

સરોજનું ભાષણ થઈ રહ્યા બાદ, બીજા કેટલાક સભ્યોએ પ્રથમના વક્તાઓની પુરવણી તરીકે ભાષણો કર્યાં. ભાષણોનું કામ સમાપ્ત થતાં, શ્રીમાન મધુકરે ફુલપાનથી મ્હેમાનોનો, પોતાના દરજ્જા મુજબ આદરસત્કાર કરી, સભા વિસર્જન જાહેર કરી. પધારેલા મ્હેમાનો શ્રીમાન મધુકર સાથે હસ્ત ધુનન્ કરી પોતપોતાના વાહનોમાં બેસી વિદાય થયા.

સરોજ, રમેશચન્દ્ર તથા મધુકર પાછાં બંગલામાં આવ્યાં. મધુકરે રમેશચન્દ્ર તથા સરોજને, તેમની ભાષણ કરવાની ઉચ્ચ શૈલી ને ફાંકડી છટા માટે, ઘણોજ હર્ષ દર્શાવી બન્નેને ધન્યવાદ આપતાં કહ્યું "હવે આ સર્વ આપનુંજ છે, ને તેની ચિન્તા પણ આપનાજ શિરે છે. હું આજે મેલમાં બનારસની યાત્રાએ ઉપડનાર છું, કારણ મારા સાંભળવામાં આવ્યું છે કે, બનારસમાં કોઈ યોગાભ્યાસી પંડિતા હાલમાં વસે છે, તે આત્મ-દર્શન ને યોગાભ્યાસની સિદ્ધિઓના માર્ગ બતાવે છે. તેનો લાભ ઘણાઓને મળ્યો છે, તેથી મેં પણ તે યોગાભ્યાસી પંડિતાને

જઇ મળવાનો ને બનારસ તિર્થક્ષેત્રમાં થોડાક દિવસ ગાળી આવવાનો નિશ્ચય કર્યો છે. હું આશા રાખું છું કે મને તે ધાર્મિક ક્ષેત્રમાં જઇ અનુપમ લાભ લેવાની રાજીખુશીથી રજા આપશો."

રમેશચન્દ્ર–"ભલે, આપનો જવાનો નિશ્ચય હોય તો આપ ખુશીથી પધારો, આવતા અઠવાડીયે આપણા કળામંદિરની વધુ ખિલવણી માટે મારે નવીન હુન્નર ઉદ્યોગનું જ્ઞાન સંપાદન કરવા સારૂ મારે જરમની જવું, એવો આપણો નક્કી થયેલો પ્રોગ્રામ આપ કેમ ભૂલી જાઓ છો?"

મધુકર–"શું તે પ્રોગ્રામ મુજબ, આપ આવતા અઠવાડીએજ જરમની જવા માગો છો? પછી કળામંદિર ને રોશન આશ્રમની દેખરેખ કોણ રાખશે?"

સરોજ–"તે માટે આપ નિશ્ચિંત રહો, તેના સર્વ કામને હું પ્હોંચી વળીશ, આપને તે માટે ચિન્તા કરવાનું જરાએ કારણ નથી."

મધુકર–"બ્હેન, તું ગમે તેવી શિક્ષીત તોએ પણ સ્ત્રી જાતિ કહેવાય?"

સરોજ–"છતાં તે કામમાં મને પ્રભુ યશ આપશે, એવો મારો તે પરમકૃપાળુ પર વિશ્વાસ છે. માણસનો પ્રયત્ન અને ઇશ્વરની મહેરબાની હોય તો દુનિયામાં અશક્ય કોઇ વસ્તુ છેજ નહિ. પ્રભુ, સર્વ સારૂંજ કરશે."

મધુકરે હવે સરોજની બીજી રીતે કસોટી કરતાં કહ્યું "શું તું રાજીખુશીથી રમેશચન્દ્રનો લાંબી મુદ્દત સુધી વિયોગ વેઠી પરાયા મુલકમાં હજારો ગાઉ છેટે મોકલવા તૈયાર છે?"

સરોજ—"હા, મારા માટે નહીં, પણ મારી માતૃભૂમિની ઉન્નતિ માટે, દેશના ભુખ્યા લોકોની રોજી જગાડવા માટે, અને જે ભૂમિના અન્ન, પાણીથી અમારો પ્રાણપિંડ પોસાયો છે તેનું શ્રેય સાધવા માટે, હું સદા સર્વદા, મારા ધન, માલ ને જાનની કુરબાની કરવા તૈયાર છું."

મધુકરે સરોજના આ બહાદુરી ને વિદ્વતાભર્યા જવાબથી અનહદ ખુશી થઇ જઇ કહ્યુ "હું બનારસથી તેમના જવાના અગાઉના દિવસે અત્રે આવીશ. તમો તે દિવસે એક જાહેર સભા બોલાવવાની ગોઠવણ કરી રાખજો." આટલું કહી મધુકર દિવાનખાનું છોડી ચાલ્યો ગયો.

સાંજે મધુકરે બનારસની યાત્રાએ જવાની તૈયારીઓ કરાવી, જી. આઇ. પી.ના મેલમાં ફર્સ્ટ ક્લાસનું એક કમ્પાર્ટમેન્ટ રીઝર્વડ કરાવવા માણસને મોકલ્યો.

મેલ ઉપડવાના અડધા કલાક અગાઉ મધુકર, સરોજ તથા રમેશચન્દ્ર મોટરમાં બેસી બોરીબંદર સ્ટેશને આવી પ્હોંચ્યાં. સરોજે મધુકરને ફુલનો હાર પહેરાવ્યો, રમેશચન્દ્ર પ્રેમથી મધુકરને ભેટયો, ત્યાં વ્હીસલ વાગતાં મેલ ઉપડયો, ને મધુકરની બનારસની મુસાફરી શરૂ થઇ.

—:o:—

## પ્રકરણ વીશમું.

# અણધાર્યાં મીલન.

" સુર ગંગાના સ્નાનથી, નિર્મળ દેહ થઈ જાય;
વિશ્વભરના દર્શનથકી, મુક્તિ મળે સદાય. "



બનારસની મુસાફરી, જી. આઇ. પી. રેલ્વે મારફતે કરતાં બનારસ જનારાઓને મોગલસરાઇ જંકશને ગાડીની બદલી કરવી પડે છે, ને મેલમાંથી ઉતરી બનારસ જતી લોકલમાં બેસવું પડે છે; તેજ પ્રમાણે મધુકરે મોગલસરાઇ સ્ટેશને પોતાની ગાડી બદલી, ત્રણ કલાકની વધુ મુસાફરી કરી બનારસ સ્ટેશને આવી પ્હોંચ્યો.

સ્ટેશનપર ગાડી ઉભી રહેતાં મધુકરે પોતાની સાથે લીધેલા ભૈયાને પોતાનો સામાન નીચે ઉતારવા કહ્યું. ભૈયાએ ટ્રાવેલીંગ બૅગ તથા બેડીંગ નીચે ઉતારી પોર્ટરને બોલાવ્યો.

પોર્ટરે હિન્દી ભાષામાં પુછ્યું "કહાં જાનેકા હૈ?"

મધુકર—"ભારત ભુષણ પંડિત મદનમોહન માલવીયાજીકી વિશ્વભારતી વિદ્યાલયકે સામને, પ્રૉફેસર હરિશ્ચન્દ્ર રહેતે હૈ વ્હાં."

પોર્ટરે અચ્છા સાબ કહી સર્વ સામન ઉપાડી લીધો, ત્યાં ભૈયાએ પુછ્યું "ક્યા સાબ, આપ આજ ચલતાહી ચલેંગે?"

મધુકર–"હા, આજ મારો તેવોજ વિચાર છે, કારણ અત્યારેજ મારે શહેરનો કેટલોક ભાગ જોવાની ઇચ્છા છે."

ભૈયા–"જેસી આપકી મરજી." કહી સર્વેએ સાથે ચાલવા માંડયું. કેટલીક ગલીઓ પસાર કર્યા બાદ પ્રૉફેસર હરિશ્ચન્દ્રનું મકાન આવી પ્હોંચ્યું, એટલે મધુકરે તેમના નામની બુમ પાડી બોલાવ્યા.

પ્રૉફેસર હરિશ્ચન્દ્ર વિશ્વભારતીમાં સંસ્કૃતના અધ્યાપક હતા. તેમણે પોતાનું આખું જીવન સંસ્કૃત પુસ્તકોનો અભ્યાસ કરવામાં ગાળ્યું હતું. તેમણે અતિ અઘરાં સંસ્કૃત પુસ્તકોનાં હિન્દી ભાષામાં તરજુમા કરી સાહિત્યની અતિ ઉત્તમ સેવા બજાવી હતી. તેમનું વય હાલમાં લગભગ પચાસને ચુકાવી ગયું હતું, છતાં નિયમિત અને બચપણના સુખી હોવાથી જોનાર અનુમાનથી તેમની વય ચાલીશથી વધારે કહી શકે તેમ નો'તું. તેઓ જાતે બ્રાહ્મણ હતા. તેમનું મુળ વતન રાજનગર હતું, પણ ભાગ્યદેવીની સતાવણીથી પાછળથી તેમણે બનારસને ખોળે પોતાનું જીવન સાંપ્રત કર્યું હતું. તેમની આર્થિક સ્થિતિ સાધારણ હતી. લક્ષ્મીદેવી તો તેમનાથી સદા રિસાતી રહેતી હતી. તેમની ધર્મપત્ની વત્સલા પોતાના સૌભાગ્ય સિંધુના ખોળામાં પાંચ વર્ષની બાળિકા સ્નેહવીણાને રમતી મુકી ચાર વર્ષ થયાં સ્વર્ગવાસી થઇ હતી, એટલે પ્રૉફેસર હરિશ્ચન્દ્રને પોતાના જીવનની આશા અભિલાષા જે કહો તે સ્નેહવીણાજ હતી. પ્રૉફેસર સ્નેહવીણાની મધુરી મૂર્તિ નિહાળી તેની સુખરૂપ છાયામાં પોતાનું જીવન ગાળતા હતા.

સ્નેહવિણાનું સૌન્દર્ય તેની ગતમાતા વત્સલાના વારસા રૂપે રતિને પણ શરમાવે તેવું હતું. પ્રૉફેસર પોતાનું સંસ્કૃતનું જ્ઞાન વારસા રૂપે સ્નેહવિણામાં ઉતારવા ભગિરથ પ્રયત્ન કરતા હતા.

આજે પ્રૉફેસર સ્નેહવિણાને પોતાની પાસે બેસાડી, હિન્દના મહાન કવિ કુળ શિરોમણી કાળીદાસનુ વિક્રમોર્વશી નામનું સસ્કૃત નાટક વાંચી, સ્નેહવીણાને તેની સમજણ પાડતાં, લખેલા અનુપમ અલંકારોનું વર્ણન કરી રહ્યા હતા.

ત્યાં મધુકરે તેમના નામની બુમ પાડી. પ્રૉફેસર મધુકરને જોતાં પ્રેમથી ભેટી પડયા; ત્યારબાદ પોતાના બાળ મિત્રને ખુશાલીના સમાચાર પુછી કહ્યું "તું અથાગ સંપત્તિનો માલીક છે, છતાં મારે મનતો હજુએ મારો બાળમિત્રજ છે. હું તો તારૂ સ્વાગત મારી યથાશક્તિ મારા બાળમિત્ર તરીકેજ કરીશ, કારણ કે તારા જેવા કરોડાધિપતિનું સ્વાગત કરવાને, મારા ગરીબ ઘરમાં એવી એક પણ વસ્તુ નથી." પ્રૉફેસરે પ્રથમથીજ પોતાની સ્થિતિનો ખુલાસો કરી નાખ્યો.

મધુકરે તેનો પ્રત્યુત્તર આપતાં કહ્યું "પુજય મહાશય, ગરીબી ને તવગરી એ સૌ પ્રારબ્ધના ખેલ છે. ગરીબોમાં જે નીતિ, જે ધર્મ પરાયણતા, ને દિલની જે ઉજવળતાનાં દર્શન થાય છે તે ઘણી વખતે શ્રીમંતોમાં થતાં નથી. પૂર્વ · જન્મના સદ્‌કર્મનું પરિણામ મનુષ્યને પ્રભુ તરફથી સુખ, સાધન અને વૈભવ વીલાસોમાં મળે છે. માયાના આવરણો વડે પ્રભુ

તવંગરોની કસોટી કરે છે, ને તે મહાન પરીક્ષામાં જવલ્લેજ કોઇ ફત્તેહ પામે છે. માયા પોતાના અનેરા રૂપમાં મનુષ્યોને આંજી તેઓના પૂર્વ જન્મના ધાર્મિક સિંચનને પદભ્રષ્ટ કરવા સદા તૈયાર હોય છે. માયા કળિયુગની સહચારિણી છે. તેના પડછાયાથી મનુષ્યના ધાર્મિક તત્વનો હમેશાં લોપ થાય છે; જ્યાં ગરીબાઈમાં ઇશ્વરની દયાનાં હમેશાં સિંચન હોય છે, ત્યાં માયાની મોહભરી મોરલી વાગી શક્તિ નથી. દુ:ખી સ્થિતિમાં હરહમેશાં કુદરતી રીતે પ્રભુની યાદ આવ્યા કરે છે, એટલે ગરીબોના જીવન જ્યોત દીપકો પ્રભુના દયારૂપી સિંચનથી હરહમેશાં બળ્યા કરે છે." મધુકરે અજબ ફિલૉસૉફિ ચલાવી પ્રૉફેસરની ગરીબાઇને ઉચ્ચ કોટિએ પ્રેરિ ગરીબાઇનાં યશોગાન ગાયાં. પ્રૉફેસર મધુકરની વિદ્વતા પર આફરીન થઇ ગયા. લક્ષ્મીદેવી સાથે મધુકરના હૃદય મંદિરમાં સરસ્વતી દેવી પોતાની લલિત વીણા સાથે ગુંજાર કરતી વિરાજી રહી છે, એ વિચારે તેમને ઘણો આનદ થયો

ત્યાં સ્નેહવીણા મધુરહાસ્યભર્યા વદને, તેના ગુલાબી ગાલ પર સુરભી પ્રસરાવતી દાદર ઉતરી નીચે આવી મધુકરને નમન કરી બોલી "બાપુ, આપણા અતિથિરાજ મુસાફરીના શ્રમથી શ્રમીત થયેલા હશે, એટલે હમણાં તો તેમને વિશ્રાંતી આપો, પછી આપ તેમની સાથે વાર્તાલાપ કરી આનંદ મેળવજો."

મધુકરે સ્નેહવીણાના મંજુલ રણકાર સમા શબ્દો પર મુગ્ધ થતાં કહ્યું "બ્હેન, તારા વડીલના સ્નેહભર્યા સ્વાગતમાંજ અમારો સત્કાર થઇ ચુકયો છે, જેથી અમો અમારો શ્રમ પણ વિસરી ગયા છીએ. જે નયનોમાં સત્કારની અમીવૃષ્ટિ ઝરે એજ આતિથ્ય જીવનનો ખરો વિશ્રામ કહેવાય"

સ્નેહવીણા આથી કાંઇ મધુકરની ભભકભરી ભાષામાં અંજાઇ શાન્ત રહે તેવી નો'તી તેણે નયનો નચાવતાં સ્મીત હાસ્ય કરી કહ્યું "આપના એવા મીઠા શબ્દોથી અમો અંજાઇ જઇ અમારૂં કર્તવ્ય ભૂલી જઇએ તેમ નથી. તમો તો સાગર દિલના અમીર છો, અમો ગરીબાઈની ગંગામાં વસનાર ક્ષુદ્ર પ્રાણી છીએ. તમારો ધર્મ ગંગાના સર્વ દોષો ભૂલી તેને સ્થાન આપવાનો છે, અમારો ધર્મ સાગરદેવના ખોળે માથું ઝુકાવી તેમનું શરણ લેવાનો છે." સ્નેહવીણાએ મધુકરની શબ્દરૂપી માળાના મોતીપર ઢોળ ચડાવી તેની સફેતાઇને ઝાંખી પાડી.

સ્નેહવીણા સાથે વાણીયુદ્ધમાં મધુકર હાર પામી ગયો, ને સ્નેહવીણાને પોતાની પાસે બોલાવી, તેના મધુરા ગાલ પર ચુંબન લઇ તેને પ્રેમથી પોતાના ખોળામાં બેસાડી.

થોડી બીજી વાટાઘાટ થયા પછી સર્વ સાથે પ્રૉફેસરના વાંચનાલયમાં આવ્યાં. મધુકરે પોતાનો સરસામન વ્યવસ્થિત કરી, પોતે જે અદ્દભૂત યોગિનીનાં દર્શન કરવાને આવ્યો હતો, તે વિષેની સર્વ વાત પ્રૉફેસરને વિદિત કરી ત્યારે પ્રૉફેસરે કહ્યું

"આ પવિત્ર તીર્થક્ષેત્રમાં, ઘણા મહાત્માઓ અને વિદ્વાનો કાયમ માટે નિવાસ કરે છે. હજારો યાત્રાળુઓ, ભક્તિભાવે દેહ શુદ્ધિ માટે અત્રે આવે છે, એટલે અમારૂં માનસિક વલણ હમેશાં તે તરફ રહેતું નથી, છતાં મેં તે યોગિની વિષે એટલું તો સાંભળ્યું છે કે, તે એક પરમ સાધ્વી બાઈ છે. તે ગંગાના તટ પર એક ઝુંપડી બાંધી રહે છે, ને ગરીબોને અન્ન વસ્ત્રોના દાન કરી પ્રભુભક્તિમાં પોતાનું જીવન ગાળે છે."

પ્રૉફેસરે યોગિની વિષેનો પોતાની જાણ મુજબ ખુલાસો કર્યો. મધુકરને પ્રૉફેસરના આટલા ખુલાસાથી પણ ઘણો સંતોષ થયો. પછી તેણે બીજે દિવસે યોગિનીને મળવા જવાનો પોતાનો નિશ્ચય પ્રૉફેસર હરિશ્ચન્દ્રને જણાવ્યો.

પ્રૉફેસરે કહ્યું "જેવી, આપની મરજી."

ત્યાર બાદ રાત્રિ ઘણી વીતી હોવાથી પોતાના માટે મુકરર કરેલા સ્થાનમાં મધુકર સુવા માટે ચાલ્યો ગયો. મુસાફરીના પરિશ્રમને લીધે મધુકરે આખી રાત્ર મીઠી નિદ્રા લીધી.

સવારે નિત્યકર્મથી પરવારી મધુકર પ્રૉફેસરના વાંચનાલયમાં આવી બેઠો, ને ટેબલ પર પડેલું સમાલોચક માસિક લઇ વાંચવા લાગ્યો; ત્યાં તો સ્નેહવીણા હાથમાં દૂધનો પ્યાલો ને મુખવાસ માટે મસાલાદાર બનારસી પાનનું બીડું લઈ આવી મલકાતા મુખે બોલી "જરા, આ તરફ જોશો? દૂધ થંડું થઈ જાય છે."

મધુકરે સ્નેહવીણાનો અવાજ સાંભળી, સમાલોચક બંધ કરી સ્નેહવીણાના હાથમાંથી દૂધનો પ્યાલો લઇ લીધો, ને કાચની પુતળી સમી સ્નેહવીણાના અધર પર છવાઇ રહેલી લાલી ને ગુલાબી ગાલ પર શરમના રાતા શેરડા જોતાં, તેને વિધિએ ઘડવામાં પોતાની તમામ કારીગરી વાપરી દીધી હોય તેવું મધુકરને લાગ્યું.

પછી મધુકરે સ્નેહવીણાને પ્રેમથી તેડી લઇ પોતાના ખોળામાં બેસાડી પુછ્યું "તુ મારી સાથે કાશીવિશ્વનાથનાં દર્શન કરવા આવીશ? તારા આવવાથી મને ઘણો આનંદ થશે."

સ્નેહવીણા કાંઇ બોલવા જાય તે પહેલાં તો પ્રૉફેસરે દાખલ થઇ કહ્યું "દર્શનનો વખત થયો છે, ચાલો આપણે જઈએ"

મધુકર—"પુજ્ય મહાશય, આપ જાણો તો છો કે, હું જે સાધ્વી યોગિનીની મુલાકાતે આવ્યો છું, તેને હું એક સામાન્ય વ્યક્તિ તરીકે મળવા માગું છું. તેથી જો આપણે બન્ને સાથે જઇએ તો, લોકો આપના અતિથી તરીકે મને તરતજ ઓળખી જાય, ને માર્ગે ઠેર ઠેર આમંત્રણ થાય તો મારી સર્વ ધારણા ધુળમાં મળી જાય; માટે હું યાત્રાળુના વેષમાં, એકલો સ્નેહવીણાને સાથે લઇ જવા માગુ છું" મધુકરે પોતાના હૃદયનો ભેદ ખુલ્લો કર્યો.

પ્રૉફેસરે કહ્યું "જો એમજ હોય તો ભલે આપ એકલા સ્નેહવીણા સાથે પધારો."

પછી સ્નેહવીણા તરફ જોઇ પ્રૉફેસરે પ્રશ્ન કર્યો "બ્હેન સ્નેહવીણા, તું મુરબ્બી સાથે જઇશ ને?"

સ્નેહવીણાએ નયનો નચાવી, વેણીમાંથી ગુંથેલા ગુલાબના પુષ્પને બહાર કાઢી તેની ખીલેલી કળીઓ ચુંટી નાખતાં ઉત્તર આપ્યો "ધણીજ ખુશીથી; હું મુરબ્બીને સર્વ તીર્થક્ષેત્રમાં લઇ જઇ દર્શન કરાવીશ."

પ્રૉફેસર–"તો ભલે, આપ હવે ખુશીથી પધારો." આટલું કહી તે પોતાના કામે ચાલ્યા ગયા.

ત્યાર બાદ મધુકર સ્નેહવીણા સાથે બનારસની કેટલીક ગલીઓ પસાર કરી કાશીવિશ્વનાથના મંદિરે આવી પ્હોંચ્યો.

વિશ્વવિખ્યાત કાશીવિશ્વનાથના મંદિરથી આજે દુનિયામાં કોણ અજાણ્યું છે? ભાવિક યાત્રાળુઓની ચિકાર મેદની હાથ જોડી વિશ્વનાથનાં દર્શન કરી રહી હતી. બ્રાહ્મણો ઠેર ઠેર રૂદ્રી અને શિવ મહિમાનો પાઠ ભણી રહ્યા હતા. વિશ્વનાથના લિંગ પર ચડાવવા આણેલાં ફુલો, અને બિલીથી ભરેલી છાબો, લઇ જતા આવતા અનેક ભાવિક ભક્તો નજરે પડતા હતા. શ્રદ્ધાળુ જનો ભક્તિભાવે કરતા ઘંટાનાદના કાનને ભેદી નાખે તેવા અવાજો તથા વારંવાર થતા જયનાદો તીર્થક્ષેત્રનું સંપૂર્ણ ભાન કરાવતા હતા.

કેટલાક યાત્રાળુઓ રૂપાના દિવ્ય કળશમાં પુનિત ગંગોદક લાવી, વિશ્વનાથના લિંગ પર ચડાવી, તેનું નમણ લઇ

પોતાની દેહ શુદ્ધિ કરી રહ્યા હતા, ત્યારે કેટલાક વિશ્વનાથના વાહન નંદિનીના પુંછને હાથ લગાડી પોતાના નેત્રોને તે દ્વારા પવિત્ર બનાવી રહ્યા હતા.

મધુકરે સ્નેહવીણા સાથે કાશીવિશ્વનાથનાં દર્શન કરી, ભક્તિભાવે પ્રાર્થના સાથે પ્રદક્ષિણા ફરી, વિધિપૂર્વક બિલીપુષ્પ ચડાવી બ્રાહ્મણોને દક્ષિણા આપી ખુશી કર્યા. ત્યારબાદ બન્નેએ બીજાં કેટલાક તીર્થક્ષેત્રો ફરી દર્શન કર્યા, ને છેવટના ગંગા-તટના મણિકર્ણિકા ઘાટ પર આવી પ્હોંચ્યાં.

હિમાલયની લાડકી પુત્રી સુરગંગા ધીમે ધીમે રત્નાકર તરફ ઢળી રહી હતી. ભાનુનાં તેજસ્વી કિરણો પનઘટપરના નર નારીઓને આયના રૂપે તેમની કાન્તિનું ભાન કરાવી રહ્યાં હતાં. સૃષ્ટિ સૌન્દર્યતાના પૂજારીઓ પૂર્વકાળની સ્વર્ગ ગામિની સુર-ગંગાનું જેમ જેમ બારીકાઇથી અવલોકન કરતા, તેમ તેમ સુરગંગાની હાલની અધમ દશા માટે, તેમના હૃદયમાં કરૂણા ઉભરાતી, ને કરૂણાથી ઉભરાઇ જતું હૃદય બોલી ઉઠતું કેઃ—

"પ્રભુના ચરણમાં વસનારી તું, ઢળી કયાં શંકરના શિરમાંજ;
દિવ્યસ્થાન છોડી તું આવી, ભક્ત ભગીરથ કાજ.
પરમાર્થને કારણે તુ, દુઃખ સહે છે આજ;
ધુળ મહી તું ઢળી રહી, મલિન ધુવે સૌ આજ."

"પતિત, પાવિની, વિશ્વનાથની માનીતી દેવી સુરગંગા આજે આ તારી કેવી અધમદશા!" ઉપરના વિચારો મધુકરના

મગજમાં આવતાં તેનું મન ચકડોળે ચડયું. તે ગંગાના વહેતા પ્રવાહને એકીટસે નિહાળી રહ્યો.

ત્યાં સ્નેહવીણા, મધુકરના તે વિચારોમાં ભંગાણ પાડતાં બોલી ઉઠી "મુરબ્બી, ત્યાં શું જુવો છો? જુવોને આ સામેના ઘાટ પરના પગથીઆ પર ઉભેલી તરૂણ તપસ્વિનીને? અહા! શું તેનું અદ્‌ભૂત સૌન્દર્ય! ખરેખર, જાણે મહાસતી અનસૂયા, સમાધિમાંથી જાગેલા અત્રિમુનિ માટે પાણી લેવા આવી હોય, તેવી લાગે છે ને?"

સ્નેહવીણાના બોલે મધુકરનું ધ્યાન તે તરફ ખેંચાયું, ને તે યોગિનીને જોતાં, તેના હૃદયમાં આનંદનો સાગર ઉલટયો, ને જેમ તૃષાતુર કુવો જોઇ દોડે, તેમ મધુકર સ્નેહવિણાનો હાથ ઝાલી તે તપસ્વિની પાસે દોડી ગયો.

તપસ્વિનીએ સફેત ખાદીની કફની ધારણ કરી હતી. નાગણને શરમાવે તેવો કેશકલાપ પવન સાથે ઝોલાં ખાઇ રહ્યો હતો. તેણે પોતાના ચંદ્ર સમાન તેજસ્વી લલાટ પર ભસ્મની આછી આડ કરી હતી, એટલે વાદળમાં છુપાએલા ચંદ્રસમાન ગૌર મુખાર્વિન્દની મનોહર કાન્તિ આછા રૂપેરી રંગ સમાન ઝળકતી હતી. તપસ્વિની આરા પર ઉભી રહી, પોતાના હાથમાં ઝાલેલા કમંડળમાંથી અંજલી ભરી સવિતાદેવને અર્પણ કરી રહી હતી.

સ્નેહવીણાએ સામે આવી યોગિનીને ધ્યાનમાંથી જાગ્રત કરતાં કહ્યું "મહાદેવી પ્રણામ."

યોગિનીએ આંખ ઉઘાડી, મધુકરને જોઇ આશ્ચર્ય પામી કહ્યું "કોણ, મારો ધર્મ બન્ધુ મધુકર!!!"

ત્યાં મધુકરથી પણ કુદરતી રીતે બોલી જવાયું "કોણ, બ્હેન રોશનઆરા!!" આટલું કહેતાં બન્ને એક બીજાને ચિત્ર-વત્ જોઇજ રહ્યાં.

સ્નેહવીણાને આથી ઘણી નવાઇ ઉપજી, ને તેણે પણ પ્રશ્ન કર્યો કે "શું સાધ્વી મૈયા એ આપનાં બ્હેન થાય?"

મધુકરે સ્નેહવીણાના હૃદયનું સમાધાન કરતાં કહ્યું "હા, સાધ્વી મૈયા એ મારાં ધર્મનાં બ્હેન થાય."

આ અણધાર્યો મેળાપથી, મધુકર અને રોશનઆરાની આંખમાં હર્ષનાં આંસુ આવી ગયાં. પછી રોશનઆરા બોલી "કેવી પ્રભુની દયા? ભાઈ, કોને ખબર હતી કે આપણાં આમ અણધાર્યો ઓચિન્તાં મિલન થશે? ભાઇ, મારી પર્ણકુટી આ સામે નજીક છે, ત્યાં આપ મારી સાથે પધારો."

મધુકર અને સ્નેહવીણા રોશનઆરા સાથે તેની પર્ણકુટીમાં આવ્યાં, ને એક લીમડાના વૃક્ષની શિતળ છાયામાં, પર્ણકુટીની આગળની પડાળીમાં સર્વ બેઠાં.

ત્યારબાદ રોશનઆરાએ, રમેશચન્દ્ર તથા સરોજની કુશળ-તાના સમાચાર પુછ્યા. મધુકરે તેના ગયા પછીનો સર્વ વૃતાંત સંક્ષિપ્તમાં કહી સંભળાવી, રોશનઆશ્રમ પુરો બંધાઇ ચુકયાની ખુશ ખબર રોશનઆરાને આપતાં, તે રોશનઆરાના વદન તરફ એકીટસે ધારી ધારી જોવા લાગ્યો.

રેશનઆરાએ હસી કહ્યું "આપના આપભોગે તો અવધિ કરી. આપના પુનિત દર્શને મારૂં જીવન બદલાયું ને મારી નામના અમર થઇ. ખરેખર, તમારા જેવો ઉદાર હૃદયનો શ્રીમાન લાખોમાં એકજ હશે કે જેણે પોતાનું સર્વસ્વ અર્પી હિન્દ ભૂમિની ઉન્નતિની આરાધના કરવા માંડી હશે?"

રેશનઆરા મધુકરના ઉમદા આપભોગની તારીફ કરી, ને કાંઇ આગળ બોલવા જાય તે પહેલાં તો મધુકરે વાતનો વિષય બદલી પુછ્યું "બ્હેન, રેશનઆરા મેં સાંભળ્યું છે કે અત્રે કોઈ સાધ્વી યોગિની છ માસથી યોગાભ્યાસ ને આત્મદર્શનની અમોઘ શક્તિઓનું તત્વજ્ઞાન, તેના ભાવિક શિષ્યો અને શિષ્યાઓને શીખવેછે, એ વાત શું સત્ય છે? શું તું તેને પિછાણે છે?"

રેશનઆરાએ મનમાં હસી કહ્યું "હા, હું તેને પિછાણુંછું. તે મારી પર્ણકુટીમાં મારી સાથેજ રહેછે. શું આપ મુંબાઇથી તેટલા માટેજ આવ્યા છો?"

"હા, હું મુંબાઇથી ખાસ તેટલા માટેજ આવ્યો છું ને તે મહાન યોગિનીનાં દર્શન કરી, તેમની પાસેથી હું તે જ્ઞાન સંપાદન કરવા ઇચ્છુંછું." મધુકરે સરળ ભાવે સર્વ ખુલાસો કર્યો.

ત્યાં ચપળ સ્નેહવીણા બોલી ઉઠી "જ્યારે, આપ કહો છો કે તે મારી સાથેજ રહે છે ત્યારે તે અત્રે દેખાતાં કેમ નથી? શું તે અત્યારે કોઇ અન્ય સ્થળે પધાર્યા છે?" સ્નેહવીણાએ ગ્રીષ્મ ઋતુમાં ટહુકાર કરતી કોકિલા સમાન મધુરા અવાજે રેશનઆરાને પ્રશ્ન કર્યો.

રોશનઆરા તેના અનુપમ સૌન્દર્ય તથા અવાજમાં રહેલી કુદરતી મીઠાશ પર મુગ્ધ બની, નેત્ર સંકેતથી તેને પોતાની પાસે બોલાવી, હૃદય સાથે ચાંપી, તેના ગુલાબી ગાલપર આસ્તેથી એક ટપલી મારી તેને વધુ ગુલાબી બનાવતાં બોલી "આપ જે યોગિનીને મળવા આટલા આતુર છો, તે આપની સામે બેઠેલી આ અભાગણી રોશનઆરા પોતેજ છે. ભાઇ, હું આજે આ પર્ણકુટીમાં રહી મારા આયુષ્યના બાકીના દિવસો ઈશ્વર ભજનમાં વ્યતિત કરૂં છુ ને ક્ષુદ્ર માર્ગે પ્રાપ્ત કરેલી મારી દોલત, આજે પુન્યના માર્ગે વાપરી તે વડે ગરીબ ગરબાંને અન્ન વસ્ત્રોનાં દાન કરી તેમની સેવા કરૂં છું. મારી રગેરગમાં નંદલાલની મધુરી બંસીની મીઠી ધુન લાગી રહી છે. મારી સર્વ વાસનાઓ નાશ થતાં, મને હૃદયનો સાક્ષાત્કાર થયો છે. હું આ સ્થિતિમાં સ્વર્ગીય આનંદ ભોગવી રહી છું." રોશનઆરાએ યોગિનીના ભેદનો પડદો ખુલ્લો કરી સત્ય વાત જાહેર કરી.

આથી મધુકરના આનંદનો પાર ન રહ્યો, ને સમયના વિચિત્ર ફેરફારો પર મનમાં વિચાર કરવા લાગ્યો, "એક વખતની અધમ વેશ્યા તે આજે પતિત પાવિની? એક વખતની દ્રવ્ય હરનાર જારિણી, તે આજે ગરીબોની અન્નપૂર્ણા દેવી? જે કાળે પણ ન મનાય, જે વાત કલ્પનામાં પણ ન આવી શકે તે આજે શક્ય વસ્તુ બની નજર સામે ખડી છે." મધુકરના હૃદયમાં તર્કવિતર્ક થવા લાગ્યા.

રેશનઆરા મધુકરની મુખમુદ્રા પરથી તેના હૃદયના વિચારો સમજી જઇ બોલી ઉઠી, "ભાઇ, તેમાં શું વિચાર કરો છો? કુદરતની ઘટના તેવીજ છે. શું અધર્મી જડભરત વાલ્મીકિએ સત્ય જ્ઞાન પ્રાપ્ત થતાં રામાયણનો અમર ઇતિહાસ લખ્યો નો'તો? જે હજારો વર્ષ થયાં હજુએ દુનિયાના મુક્ત કંઠે રહ્યો છે. શું મુર્ખ કાલીદાસ સરસ્વતી દેવીની કૃપા થતાં, ભારતનો કવિ શિરોમણી બન્યો નો'તો? પ્રભુ કૃપાએ રંક રાય, રાય રંક, મુર્ખ વિદ્વાન, અને પતિત ભક્ત બને, એ સૌ કુદરતના ખેલ છે, તેમાં આપને આશ્ચર્ય શું લાગ્યું?"

મધુકરે કહ્યું "ધન્ય છે, રેશનઆરા, તને અને તારી તીવ્ર બુદ્ધિને. તેં તારી દિવ્ય શક્તિ વડે, પળભરમાં મારા હૃદયના સર્વ વિચારો જાણી લીધા, એજ તારા આત્મદર્શન અને યોગાભ્યાસના સચોટ પુરાવા છે."

રેશનઆરાએ કહ્યું "ભાઇ મધુકર, તમોએજ આ પાપના પુંજમાં તણાતી કોંકરીને બચાવી, આત્મોન્નતિના શિખરે ચડાવી છે. પછી હું આપને આત્મદર્શનનો માર્ગ શું બતાવું? હું તમારી શિષ્યા છું. શિષ્યા ગુરૂને શું શિખવે?" રેશનઆરાએ ગદગદ કંઠે મધુકરના ઉપકારની સ્મૃતિઓ તાજી કરી.

મધુકર બોલ્યો "રેશનઆરા, હું એટલી બધી પ્રસંશાને જરાએ લાયક નથી. હું તો માત્ર નિમિત્ત અલ્પ પ્રાણી છું, બાકી મારા જેવા પામરની એવી શું ગુંજાશ કે, તારી અધમ પંથે વળેલી વાસનાઓને દૂર કરી, તારામાં નવજીવનની અલૌકિક

ભાવનાઓ ભરી તને સ્વર્ગગામિ પંથની પૂજારણ બનાવી શકું? એ તો વિધાતાએજ તારા ભાગ્યમાં આવા લેખ નિર્માણ કર્યા હશે, માટે બ્હેન ભૂતકાળનો ઇતિહાસ સંભારવો રહેવાદે ને તારા આત્મામાં ઓજસ્ ભરનાર અખિલ સૃષ્ટિના નાયક વિશ્વંભરનું આત્મોન્નતિ પ્રેરક એકાદ કીર્તન થવા દે."

મધુકરની આજ્ઞા માથે ચડાવી રોશનઆરાએ પોતાની પર્ણકુટીમાં જઇ, તંબુરો લઈ આવી તેના સુર મેળવી કિર્તન શરૂ કર્યું.

કીર્તન

તુ ખોજ ખુદા, અપને દિલમે;
ક્યુ ઢુંડે કાશી મદીનેમે–તુ ખોજ
ગીતા જ્ઞાનસે તું દિલ ધોલે,
નીતિ વારીમેં સ્નાન કરી લે;
તું ધર્મ, દયા, રખ લે મનમે–તું ખોજ
ખુદાકી રાહે ચલે તું જગમે.
કર્મ કર, મન રખ પ્રભુમે;
બિગડી સુધારે વોહી પલમે–તુ ખોજ

રોશનઆરાનું કીર્તન પુરૂ થયું ના થયું, ત્યાંતો પર્ણકુટીની સામેની ઝાડીમાંથી, બે વ્યક્તિઓ દોડી આવી મધુકરના આગળ હાથ લંબાવી ભીખ માગવા લાગી.

તેમનાં શરીર ચિથરે હાલ લુગડાંથી ઢંકાએલાં હતાં, તેમના મુખ પર દાઢી એટલી બધી વધી ગઇ હતી કે તેઓ જંગલના અઘોરી બાવા સમાન લાગતા હતા. તેમના શરીરના

દરેક અવયવો ભુખના દુ:ખથી બેડોળ બની ગયાં હતાં. તેમના મ્હોંપર કુકર્મની કાળી છાયા તરવરી રહી હતી. તેઓ ભીખ માગતાં પણ જાણે ડરતા હોય તેમ આજુબાજુએ નજર કરતા હતા.

રોશનઆરા તેમને પહેલીજ નજરે ઓળખી જઇ, ડરથી કાંપતી બોલી ઉઠી "કોણ, શ્યામલાલ, મોહબતખાન આ સ્થિતિએ, આ સ્થળે?"

મધુકરે પણ હવે તેમને ઓળખી લઇ પુછ્યું "કોણ વેષધારી દયાળ અને મહેરઅલી એક વખતના મારા લોહી તરસ્યા રાક્ષસો? શું આજે ભીખારી હાલતમાં?"

બન્નેએ ધુંટણે બેસી જઇ હાથ જોડી કહ્યું "ઓ દૈવી દિલના સખી શ્રીમંત માફ કર, અમો એજ પિશાચો છીએ. અમોએ આ દુનિયામાં પાપ કરવામાં પાછું ફરી નથી જોયું, પણ આજે તમારા જેવા નિર્દોષોને દુ:ખી કરવાનું પરિણામ, અમને પ્રભુ તરફથી વ્યાજ સાથે મળી રહ્યું છે. અમારાં પ્રત્યેક અંગો આજે સડે છે. આજે ત્રણ દિવસ થયા અમને એક ટુકડા રોટલાની ભીખ પણ મળી નથી. આજે અમારી જીંદગી એક કુતરા કરતાં પણ ભુંડી છે. જે દિવસે આ રોશનઆરાએ આપને અમારા કરપિણ કાવત્રાની શયતાની જાળમાંથી બચાવી લીધા, તેજ દિવસથી અમારૂં પુન્ય પરવારી જતાં અમારા બધા પાસા ઉંધા પડવા માંડયા, ને અમારા પાપોનો ઉધલાયેલો ધડો ફૂટી

જતાં, પોલીસ અમારી પાછળ પડી, અમો વેષ બદલી અમારી જાતને બચાવવા ખાતર ચોરી છુપીથી નાસભાગ કરતા અહિં આવી ત્રણ દિવસથી આ સામેની ઝાડીમાં ભરાઇ રહ્યા હતા, ત્યાં અમે રોશનઆરાનું ભજન સાંભળ્યું, ને ઝાડીમાંથી જોતાં અમો આપને તથા રોશનઆરાને ઓળખી જઇ અમો આપની પાસે ચાલ્યા આવ્યા છીએ. આપ ચાહો તો અમને પકડાવી આપનું વેર વસુલ કરો. અમો આ દુનિયામાં હવે બે દિવસના મ્હેમાન છીએ. પકડાતાં ફાંસી કે દેશનિકાલની સજા અમારી આંખો સામે તરવરે છે. યમરાજના દૂતો હાથમાં ફાંસો લઈ અમારી સામે ખડા છે. હવે આપ ચાહો તો અમને પોલી-સને હવાલે કરી ફાંસીના માંચડે લટકાવો, અગર અપકારી પર ઉપકારી બની તમો ઉદાર દિલથી, અમારા અપરાધની ક્ષમા-રૂપી ભિક્ષા આપો, એટલુંજ અમો ખોળો પાથરી તમારી પાસે માગીએ છીએ." મહેરઅલી અને દયાળે, છાતીફાટ અવાજે આંખમાંથી અશ્રુ સારી મધુકરની ખોળાધરી કરવા માંડી.

આથી મધુકરનું હૈયું ભરાઇ આવ્યું, તેણે તેમનો હાથ ઝાલી જમીન પરથી ઉઠાડી કહ્યું "દયાળ, મહેર, બનવાનું હતું તે બની ગયું. હવેથી ગઇ ગુજરી ભૂલી જઈ બાકીનું જીવન સુધારી નીતિના રસ્તે ચાલશો તો સુખી થશો. લ્યો આ પચાસ રૂપીઆની નોટ, તમારા ગુજરાન માટે. જાવ, પ્રભુ તમોને સન્મતી આપે."

આ જોઇ રોશનઆરા બોલી ઉઠી "જુવો, એ નાફરમાન ઇન્સાનો, આનું નામ તે દરિઆઇ દિલ. પ્રભુ, લક્ષ્મી આપે તો આવાનેજ આપજે."

દયાળ અને મહેરઅલી, રોશનઆરા તથા મધુકરને નમી પાછા ઝાડીમાં ચાલ્યા ગયા.

તેમના ગયાબાદ મધુકરે રોશનઆરાને કહ્યું "તારે મારી સાથે આજે સાંજની ગાડીમાં મુંબાઇ આવવાનું છે, કારણકે આવતા શનિવારે રમેશચન્દ્ર કળામંદિરની ઉન્નતિ માટે જર્મની જનાર છે. મેં તે શુભ પ્રસગને લઇને એક જાહેર મેળાવડો કરી આનંદ પ્રદર્શિત કરવાનો નિશ્ચય કર્યો છે, ને ત્યાં તારી હાજરીની ખાસ જરૂર પડશે, માટે તારે આવ્યા શિવાય ચાલે તેમ નથી.

પછી રોશનઆરા મધુકરના અતિ આગ્રહને વશ થઈ. પર્ણકુટીની વ્યવસ્થા કરવાનું કામ તેની એક ભાવિક શિષ્યાને સોંપી, મધુકર સાથે મુંબાઈ જવા તૈયાર થઇ. સર્વ સાથે પ્રૅાફેસરના મકાને પાછાં આવી પ્હોંચ્યાં.

મધુકરે રોશનઆરાનો સર્વ વૃતાંત પ્રૅાફેસર હરિશ્ચન્દ્રને કહી સંભળાવ્યો. પ્રખ્યાત તપસ્વિની એજ રોશનઆરા, એ જાણતાં પ્રૅાફેસરના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. સાંજ પડતાં મધુકરે પ્રૅાફેસર પાસે મુંબાઇ જવાની રજા માગી. પ્રૅાફેસરે મધુકરને વધુ રહેવા ઘણો આગ્રહ કર્યો, છતાં મધુકરે કારણ બતાવી પોતાનો નિશ્ચય ફેરવ્યો નહી. ત્યારે સ્નેહવીણાએ કહ્યું "મુરબ્બી, ત્યારે મને પણ સાથે મુંબાઇ લઇ જાવ, નહિતર

હું આપને જવા દેનાર નથી." આટલું કહેતાં તેનાં ચપળ ચક્ષુ અશ્રુ ભીનાં થઇ ગયાં. મધુકરે પ્રૉફેસરને પોતાની સાથે તેને મોકલવા ઘણો આગ્રહ કર્યો ત્યારે પ્રૉફેસરે કહ્યું "મારી એ લાડકવાઇને મોકલી, તેના વગર હું એક દિવસ પણ કેમ વીતાવી શકું? હું તો તેના વડેજ આ સંસારમાં જીવી રહ્યો છું."

ત્યાં રોશનઆરા બોલી ઉઠી "હું તમારૂં સર્વ દુઃખ સમજું છું છતાં હું સ્નેહવીણાને એકજ અઠવાડીયામાં મુંબાઇ બતાવી તમને પાછી સોંપવાનું વચન આપું છું. માટે સ્નેહ-વીણાની મરજી છે તો અમારી સાથે આવવાની રજા આપો."

સર્વના આગ્રહ આગળ પ્રૉફેસરની હાર થઇ. તેમણે કચવાતા મને સ્નેહવીણાને મોકલવા કબુલ્યું. આથી સ્નેહ-વીણાના આનંદનો પાર ન રહ્યો. તેણે પોતાની ટ્રંક ખોલી નવીન પોશાક સજી સર્વ તૈયારીઓ કરી લીધી.

સર્વ સાથે ટેક્ષીમાં બેસી બનારસના સ્ટેશને આવી પ્હોંચ્યાં. મધુકરે ફર્સ્ટકલાસ કમ્પાર્ટમેન્ટ રીઝર્વ્ડ કરાવ્યો ને ટ્રેન આવતાં સર્વ સાથે ટ્રેનમાં બેઠાં. પ્રૉફેસરે પ્રેમથી સર્વને નમસ્કાર કરી વિદાયગીરી આપતાં કહ્યું "મધુકર ભાઇ, મારી સ્નેહવીણાને સંભાળજો" ત્યાં ટ્રેનને સિગ્નલ મળતાં ટ્રેને વ્હીસલ મારી ચાલવા માંડયું. ચિરાતા હૃદયે પ્રેમાળ પિતા મ્હેમાનોને વળાવી સ્નેહવીણાથી છુટા પડયો.

———:o:———

## પ્રકરણ એકવીસમું.

# પૂર્ણાહુતિ.

"હજારો નિરાશામાં, છુપાયું કિરણ આશાનું;
ઉપડતાં ભાવિના પડદા, ઝળકતું કિરણ આશાનું."



આળ રવિનાં શિતલ કિરણો સૃષ્ટિની શોભાને વધારી રહ્યાં હતાં નલિની રવિરાજને વધાવતી વ્હાલાનાં ઓવારણાં લઇ રહી હતી. વસંત-વિહારમાં સરોજના વિયોગે ઝુરતી વાસન્તી બારીએ ઉભી રહી, રત્નાકરને નિહાળી રહી હતી. રમાકાન્ત સોફા પર આડો પડી ટેનીસનના કાવ્યો વાંચી રહ્યો હતો. વિમળા આજે દશેરા હોવાથી દિવાનખાનાના બારણા આગળ વિધવિધ રંગના સાથીઆ પુરી રહી હતી, ત્યાં દાદર ખખડયો. વિહારી હાથમાં છાપું લઇ દિવાનખાનામાં દાખલ થઇ હર્ષભેર બોલી ઉઠયો "સરોજ બ્હેનનો પત્તો લાગ્યો."

રમાકાન્ત આ સાંભળી કંઇ બોલવા જાય તે પહેલાં તો વાસન્તી બોલી ઉઠી "હેં, શું મારી સરોજનો પત્તો લાગ્યો? બોલ, બોલ, ભાઇ તે કયાં છે? તે તને કયાં મળી?" વાસન્તીએ વિહારીને ઉપરાઉપરી સવાલો કર્યા, ને જેમ પતિવૃતાને મૃત્યુ

પામેલા પતિને સજીવન થએલો જોઇ જેટલો આનંદ થાય, તેટલો આનંદ ને અધીરાઇ વાસન્તીએ બતાવ્યાં.

ત્યાં વિમળા પણ આવી પ્હોંચી, એટલે વિહારીએ છાપામાં છપાએલા રમેશચન્દ્ર અને સરોજના ફોટાઓ રમાકાન્ત અને વાસન્તીને બતાવી કહ્યું "જુઓ આ બ્હેન સરોજ, ને આ તમારા જમાઇ રાજને?"

વાસન્તી હર્ષથી ઉભરાઈ જતા હૃદયે બોલી ઉઠી "હા, હા, એજ મારી લાડકવાઇ સરોજ ને એજ મી૦ રમેશચન્દ્ર."

રમાકાન્તે વિહારીના હાથમાંથી છાપું લઇ, છાપામાં છપાએલા સમાચાર સર્વ સાંભળે તેમ મોટા અવાજે વાંચવા માંડયા.

"મુંબઇ સમાચાર."

## "મુંબઇના શ્રીમંત કરોડાધિપતિએ આપેલો ઉમદા ભોગ."

### "શ્રીમાન મધુકરનો દેશ માટે સર્વસ્વ ત્યાગ."

### "દેશે તેમની કરવી જોઇતી કદર."

મુંબઇના શ્રીમંત કરોડાધિપતિ **મધુકરે** અખિલ હિન્દની હુન્નરકળાની ઉન્નતિ કાજે, પોતાની તમામ મિલકતનો ઉદાર હાથે ભોગ આપ્યો છે, ને તેમની રિયાસતના વ્યવસ્થાપક આજથી **મી. રમેશચન્દ્ર નવીનચન્દ્ર નિમાયા છે.** તેઓશ્રી હિન્દુસ્તાનની નાશ પામતી કારીગરીનો પૂર્ણોદ્ધાર કરવા માટે અથાગ પ્રયત્નો ચલાવી રહ્યા છે, તે માટે અમો તેમને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપીએ છીએ. તેઓશ્રી **આવતી** કાલે વિદેશી કારીગરીનું વધુ જ્ઞાન સંપાદન કરવા એવો સ્ટીમર મારફતે

જર્મની જનાર છે, ને તે શુભ પ્રસંગની ખુશાલીમાં આજે સર કાવસજી જહાંગીર હૉલમાં સાંજના સ્ટા. ટા. ૪-૩૦ ના એક ગંજાવર સભા થશે. ત્યાં **મી. રમેશચન્દ્રને** આ દેશના કારીગરો તરફથી એક માનપત્ર રૂપાની કાસ્કેટમાં એનાયત કરવામાં આવશે, ને આ શુભ **પ્રસંગે મી. રમેશચન્દ્રને** મુંબાઇના ઉદાર શહેરીઓ તરફથી સારો આવકાર મળશે એવી આશા રાખવામા આવે છે.

રમાકાન્તે સમાચાર વાંચી છાપું ટેબલ પર મુકી દીધું ને હર્ષઘેલા થતાં કહ્યું "વિહારી, હું તમને આ ખુશ ખબર લાવવા માટે, આ દશ હજારની વીંટી ભેટ આપું છું." આટલું કહી રમાકાન્તે પોતાની આંગળી પર પહેરેલી વીંટી ઉતારી, વિહારીને આપી. પછી વાસન્તીએ પણ પોતાના ગળામાં પહેરેલી મોતીની માળા ઉતારી વિમળાના ગળામાં પહેરાવતાં કહ્યું "મારી લાડકવાઇ સરોજની ભાળ લાગતાં, આજે અમારે મન સોનાનો સૂરજ ઉગ્યો છે, માટે વિહારી ભાઇ, સર્વ સ્નેહીજનોમાં સાકર વહેંચાવો, તેમજ મહાલક્ષ્મી અને બાબુલનાથમાં અભિષેક કરાવી, ગરીબ ગરબાંને અન્ન વસ્ત્રનાં દાન આપો. આ સર્વ તમારે જાતિ દેખરેખ નીચેજ કરવાનું છે." આટલું કહી વાસન્તી હર્ષના ઉમળકાથી, આજે ઘણા દિવસે હસી, ને વાસન્તીના હાસ્યે આખો વસંતવિહાર આનંદમાં ગાજી ઉઠયો.

વિમળાએ ખુશાલીમાં સ્વહસ્તે કંસાર બનાવી સૌને જમાડયો. વિહારીએ ખુશાલી પ્રદર્શિત કરવા, બંગલામાં આશોપાલવનાં તોરણો બંધાવી, સર્વ નોકર ચાકરોને તેમના દરજ્જા મુજબ બક્ષીસો આપી.

પછી ભૈયાને બોલાવી સાંજના ત્રણ વાગે સરોજને તેડવા જવા માટે ફુલપાનથી શણગારેલી મોટર લઇ આવવાનો હુકમ આપી, વાસન્તીના કહેવા મુજબ સર્વ બંદોબસ્ત કરી વિહારી પાછો રમાકાન્ત પાસે આવી દિવાનખાનામાં બેઠો, ત્યાં તો ઘડી-આળમાં બેના ટકોરા થયા.

સૌએ પીટીટ હૉલ તરફ જવાની તૈયારીઓ કરી, ખુશાલીમાં નવીન વસ્ત્રો સજ્યાં. ત્યાં ભૈયાએ આવી ખબર આપી કે મોટર નીચે આવી ગઇ છે. સર્વ સાથે મોટરમાં બેઠાં. પવનવેગી મોટરકાર પીટીટ હૉલ તરફ ચાલી ગઈ. વાચક, "ચાલ આપણે પણ પીટીટ હૉલમાં જઇએ."

* * * *

પીટીટ હૉલ પ્રેક્ષકોની હાજરીથી ચિકાર ભરાઇ ગયો હતો. બહારની બાજુએ મોટરો ને ગાડીઘોડાની ઠઠ જામી હતી. દરવાજા પર મુંબાઇનું નામચીન બેન્ડ વાગી રહ્યું હતું. ઠેરઠેર આમ્રપત્રનાં તોરણો ટાંગેલાં નજરે પડતાં હતાં.

મધુકરનું સરોજ તથા રમેશચન્દ્ર સાથે આગમન થતાં પ્રેક્ષકોએ તેમને તાલીઓના ભારે અવાજથી વધાવી લીધા. મધુકરની પાછળ સ્નેહવીણા અને રોશનઆરા પણ દાખલ થયાં અને સૌએ પોતાના મુકરર કરેલા સ્થાને જગા લીધી.

સભાનું કામકાજ ચાલુ થતાં ગોઠવાએલા પ્રોગ્રામ મુજબ મધુકરની આજ્ઞાથી પ્રૉફેસર હરિશ્ચન્દ્રની લાડકવાઇ સ્નેહવીણાએ પોતાના કોકિલ સમા કંઠે માતૃભૂમિની પ્રાર્થના ગાવી શરૂ કરી.

પ્રાર્થના.

અય માતૃભૂમિ, શા ગુણ ગાઉં હું તારા;
કરૂં અર્પણ તન મન ધન, ચરણોમાં તારા-અય માતૃભૂમિ.

સાખી.

જીવન સમર્પ્યું મેં ખુશીથી, ચરણો સદા તારા ચૂમું;
આઠે પહોરે જાપ તારો, નિશદિન હું જપ્યા કરૂં.
અંતઃકાળની છેલ્લી ઘડીએ, જો સ્મરણ તારૂં કરૂં;
ધન્યભાગ્ય જીવન માહરૂં, મહા ભાગ્યશાળી હું ઠરૂં-અય માતૃભૂમિ.

સ્નેહવીણાની માતૃભૂમિની આરાધના લોકપ્રિય થઇ પડી. સ્નેહવીણાએ પ્રેક્ષકોના આગ્રહથી ફરી ગાઇ બતાવી પ્રેક્ષકોનાં મન રંજન કર્યાં, ને સર્વનું ચિત્ત પ્રૉફેસરના લાડકવાયા બુલબુલમાં લાગી ગયું. આખા હૉલમાં તેના કોકિલ સમા કંઠનાં વખાણ થવા લાગ્યાં.

પછી શ્રીમાન મધુકરે તાળીઓના ભારે ગડગડાટ વચ્ચે ઉભા થઈ આ સભાનું પ્રમુખસ્થાન મુંબાઇના અગ્રગણ્ય નેતા ભરૂચા નાઇટને આપવાની દરખાસ્ત મુકી. તે દરખાસ્તને મુંબાઇના માતબર કાર્યવાહકો તરફથી ટેકો મળતાં, મી૦ ભરૂચાએ પ્રમુખપદનો સ્વીકાર કરી આજના વિષયને લગતું વિવેચન કરવાની સભાને રજા આપી.

હિન્દની આર્થિક પરિસ્થિતિને લગતા વિષયો પર અનેક વિદ્વાનોએ ભાષણો આપ્યાં.

ત્યારબાદ પ્રમુખે પોતાના ભાષણમાં શ્રીમાન મધુકરની પ્રથમની બાહોશ વેપારી તરીકેની કારકિર્દિનો ને હાલમાં તેમણે હિન્દના હુન્નર ઉદ્યોગને પુનઃ જીવન આપવા માટે સ્થાપેલા કળામંદિર અને રોશનઆશ્રમનો હેવાલ સંક્ષિપ્તમાં કહી બતાવી, પ્રજા તરફથી મુબારકબાદી આપતાં, તેમણે શ્રીમાન મધુકરને પ્રજા રત્નના ઈલકાબની નવાજેશ કરી જાહેર પ્રજાનો તેમના કામમાં સંપૂર્ણ સંતોષ બતાવ્યો, ત્યારે સભાજનોએ શ્રીમાન મધુકરને તાલીઓના ભારે અવાજથી વધાવી લીધા.

પછી પ્રમુખે રમેશચન્દ્રને હિન્દુસ્તાનના કારીગર વર્ગ તરફથી માનપત્ર એનાયત કરતાં કહ્યું "આ માનપત્ર આપને એનાયત કરી હિન્દનો કારીગર વર્ગ પોતાના હૃદયની ખરી અભિલાષા પ્રદર્શિત કરી જણાવે છે કે "તેમના ભવિષ્યની ઉન્નતિનો આધાર તમારા ઉપર છે. તેઓ તમારા લંબાણ પ્રવાસ માટે ખરા જીગરથી સફળતા ઈચ્છે છે, ને વધુમાં જણાવે છે કે "તેમની ભાંગી પડેલી રોજી તાજી થાય, તેમનું ભવિષ્ય સુધરે, તેવી કળાઓનું જ્ઞાન સંપાદન કરી, હિન્દમાં પાછા આપ જલ્દી સુખરૂપ પધારો, ને આપનો પ્રવાસ સુખરૂપ નિવડો એવી તેમની પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે."

હિન્દના કારીગરોનો સંદેશો રમેશચન્દ્રને સંભળાવી પ્રમુખે ચાંદીના કાસ્કેટમાં મુકેલું માનપત્ર રમેશચન્દ્રને સ્વાધીન કર્યું.

પછી રમેશચન્દ્રે ઉભા થઇ તાળીઓના ભારે અવાજ વચ્ચે માનપત્રનો પ્રત્યુત્તર આપતાં કહ્યું:—

"મહેરબાન પ્રમુખ સાહેબ, અને મુંબાઇના માનવંતા શહેરીઓ, આપે આંજે મને જે અનહદ માન આપ્યું છે તે માટે હું આપનો અંતઃકરણપુર્વક આભાર માનું છું. આટલું માન લેવા જેટલી મેં આપની કંઇ સેવા બજાવી નથી, ને જો મેં આપની યત્કિચિત્ સેવા બજાવી હોય તો, તેનું માન મને નહિ પણ શ્રીમાન મહાશય મધુકરને દેવું ઘટે છે, કારણ કે તેમના મહાન આપ ભોગથીજ આ શુભ અવસર પ્રાપ્ત થયો છે તે માટે આપ ખરા જીગરથી ધન્યવાદ તો તેમનેજ આપશો. (તાલીયોના પોકાર.)

મેં હિન્દના કારીગર વર્ગનો શુભ સંદેશો ને પ્રમુખ સાહેબનાં ફરમાનો મારા હૃદયમાં કોતરી લીધાં છે. આપની શુભ આશિષો મારા પ્રવાસને ફત્તેહમંદ બનાવશે, ને હું જલ્દીથી પાછો આપની સેવા કરવા હાજર થાઉં, એવી મારી પણ મનોભાવના છે. (તાલીયોના પોકાર.)

આથી મારે વધુ કહેવાનું ન હોવાથી હું ફરી આપ સર્વનો આભાર માની બેસવાની રજા લઉં છું." (તાલીયોના પોકાર.)

રમેશચન્દ્રનું ભાષણ પુરૂં થતાં, મધુકરે ઉઠી પ્રમુખ તથા પ્રેક્ષકોનો આભાર માન્યો, બાદ પ્રમુખે સભા વિસર્જન જાહેર કરી.

વાસન્તી અને રમાકાન્ત સરોજને મળવા અત્યંત આતુર બની ગયાં હતાં ને તેઓ સભા ક્યારે ખલાસ થાય એની વાટ જોઇ રહ્યાં હતાં.

સભા ખલાસ થતાં તેઓ પ્લૅટફૉર્મ પર આવી, ચાર વર્ષના અસહ્ય વિયોગ પછી પ્રેમથી એકબીજાને ભેટી પડયાં. સરોજની આંખમાં હર્ષનાં અશ્રુ આવી ગયાં. વાસન્તી હર્ષઘેલી બની સરોજને ભેટી પડી.

રમાકાન્તે મધુકર સાથે હાથ મીલાવ્યો ને સરોજ લક્ષાધિપતિ રમાકાન્તની પુત્રી છે એ જાણતાં તેના હર્ષનો પાર ન રહ્યો; ને અત્યાર સુધી સરોજે, પોતાને આ વાતથી અંધારામાં રાખ્યો તે માટે તેને ઠપકો આપવા લાગ્યો.

ત્યારબાદ સરોજ પોતાની સખી વિમળાને પ્રેમથી ભેટી પડી. વિહારી રમેશચન્દ્ર સાથે પ્રેમથી વાતો કરવા લાગ્યો. ઘણા દિવસના વિયોગ પછી સર્વનો એકાએક મેળાપ થતાં, સર્વનાં હૃદયો આનંદથી ઉભરાઇ ગયાં.

રાત્રિ પડી ચુકેલી હોવાથી સર્વ રમાકાન્તના આગ્રહથી વસંત–વિહારમાં આવ્યાં, ને આજની રળિયામણિ રાત્રિ આનંદ ને ગમ્મતમાં ત્યાંજ પસાર કરવાનું મધુકરે નક્કી કર્યું.

આખી રાત્રિ સર્વેએ આનંદમાં મોજમજા કરી પસાર કરી. બીજા દિવસે રમાકાન્તે ખુશાલીમાં પાર્ટી આપી વસંત વિહારમાં ભારે ધામધુમ કરી, પોતાનો હર્ષ પ્રદર્શિત કર્યો.

શનિવારના બપોરે જર્મની જતા રમેશચન્દ્રને, સ્ટીમર પર વળાવવા જવા માટે રમાકાન્તના દિવાનખાનામાં આખું કુટુંબ ભેગું થયું, ત્યારે રમાકાન્તે મધુકરના હાથમાં એક વીલ મુકતાં કહ્યું

"મેં આ વીલ મારા સોલીસીટર પાસે તૈયાર કરાવી મંગાવ્યું છે તેમાં મારી સર્વ મિલકતનાં વારસ સરોજ તથા રમેશચન્દ્રને ઠરાવવામાં આવ્યાં છે. હવે આપ ચાહો તેમ તેનું કરો."

મધુકરે તે વીલ લઇ સરોજને આપતાં હસી કહ્યું "બ્હેન, હવે તો તું સાઠ લાખની સંપત્તિની માલીક થઇ, હવે તારે રેંટીઓ કાંતવાની જરૂર નથી."

ત્યારે સરોજે પણ વિનોદ કરતાં કહ્યું "રેંટીયામાં તો સાઠ કરોડ સમાયેલા છે, ત્યાં સાઠ લાખથી સંતોષ કેમ થાય?" સરોજના આ વિનોદભર્યા ઉત્તરથી સર્વ હસી પડયાં, ને સર્વના મ્હોંપર હર્ષ ને આનંદના ચિન્હો ઝળકી ઉઠયાં.

* * * *

સરોજે રમેશચન્દ્રને એકાંતમાં મળી લીધા બાદ વાસન્તીએ સ્નેહવીણા પાસે રમેશચન્દ્રને કુમકુમનો ચાંલ્લો કરાવી અક્ષત ચ્હોડાવ્યા.

ત્યારબાદ સર્વ ઍપોલો બંદર પર આવ્યાં. સરોજને વ્હાલાનો વિયોગ અસહ્ય લાગ્યો, છતાં હૈયું કઠણ કરી, નિર્મળ ફુલનો હાર પહેરાવી હસતા વદને રજા આપી. ત્યાર પછી સગાંસ્નેહી મિત્રોએ ફુલોના હાર પહેરાવી રમેશચન્દ્રનું સ્વાગત કર્યું.

ત્યાં સ્ટીમર ઉપડવાનો ઘંટ થયો ને થોડી વારે સ્ટીમર ઉપડી. સરોજે વ્હાલાની સ્ટીમર દેખાણી ત્યાંસુધી એકીટસે જોયા કીધી ને સ્ટીમર દેખાતી બંધ થતાં સર્વ ઘર તરફ પાછાં ફર્યાં.

બીજે દિવસે સ્નેહવીણા અને રોશનઆરા મધુકર તથા સરોજની રજા લઇ બનારસ ઉપડી ગયાં. બનારસમાં રોશન-આરાએ પોતાની પર્ણકુટીમાં રહી પ્રભુ ભજનમાં પોતાની જીંદગી વિતાવી, પોતાના જીવનનું સાર્થક કર્યું.

વિમળા અને વિહારીએ પોતાના ઘરે જવાની રજા માગી ત્યારે સરોજે તેમને પોતાની સાથે રહી લોકસેવા કરવાનો આગ્રહ કરી, વિહારીની કળામંદિરના મંત્રી તરીકે માસિક રૂપીઆ ત્રણસોના પગારથી નિમણુંક કરી, પોતાની સાથે રહેવાની ગોઠ-વણ કરી આપી. આથી વિહારી અને વિમળા પોતાનું જુનું રહેઠાણ ખાલી કરી સરોજ સાથે રહી દેશસેવા કરવા લાગ્યાં.

મધુકરે સરોજના આગ્રહથી રમેશચન્દ્રના પાછા આવતા સુધી તેના કાર્યમાં સાથે રહી, મદદ આપી, ને રમેશચન્દ્રના આવ્યા પછી પોતાનું બાકીનું જીવન ઇશ્વરભક્તિમાં અને તીર્થ-યાત્રા કરવામાં ગાળ્યું. સરોજનો ભાગ્યોદય થતાં દુઃખોની સર્વ ઘડીઓ ભૂલાઇ ગઇ ને દંપતીએ આનંદમાં દિવસો ગુજારી, હિન્દુ-સ્તાનના હુન્નર–ઉદ્યોગને ખીલવવામાં પોતાના ધનનો સદ્ઉપયોગ કરી હિન્દુસ્તાનની તવારીખમાં પોતાની કીર્તિ અમર કરી.



પરશોતમદાસ ગીરધરલાલ મેહેતાની કુંo

# ઇન્ડમેક્ષ એક્ષપ્રેસ.

ઓફીસ—૨૪૯-૫૩, કાલબાદેવી રોડ, મુંબઇ.

બારટન ચશ્માવાળાની સામે.

ભોગીલાલ ચીમનલાલ શાહની કું૦

# ઇન્ડમેરેક્ષ એક્ષપ્રેસ.

ઓફીસ—કાલબાદેવી રોડ, તારઓફીસની સામે.

ટેલીફોન નં. ૨૩૨૦૩.

તમારા શુષ્ક જીવનમાં

અમીરસનાં ઝરણાં

વહાવે એવું પુસ્તક કયું ?

# અમીઝરણાં.

લેખકઃ—શચદા.

ટુંકી ટુંકી રસભરી ૧૯ વાર્તાઓનો એ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. દરેકે દરેક પત્રે મુક્તકંઠે એ નવલિકા સંગ્રહના વખાણ કર્યાં છે. તમો એક વાર વાંચવા હાથમાં લેશો તો પુરી કર્યાં વગર મુકવાનું મન થશે નહીં. પાકું પુઠું.

કિંમત માત્ર રૂ. ૧ાા.

લખોઃ—

એ ઘડી મોજ બુકસ્ટોલ,

એમ. પી. બારીઆ બીલ્ડીંગ,

પાયધુની, મુંબઇ, નં૦ ૩.